# મારું ઋણ



ચંડાળિયા દરવાજો,

આરસદ

# મારું ઋણ

અથવા

## આઇ. પી. મિશનની મંડળીનો સો વર્ષનો સંક્ષિપ્ત ઇતિહાસ

કર્તા: રેવ. જી. વિલ્સન

ઈશ્વરના મહિમાને અર્થે

તથા

પ્રભુ ઈસુ ખ્રિસ્તમાં

જેઓ આપણા ધર્મપિતૃઓ હતા

તેઓના સ્મરણાર્થે

"જેઓ તમારા આગેવાન હતા, જેઓએ તમને ઈશ્વરની વાત કહી છે,
તેઓનું સ્મરણ કરો; અને તેઓના ચારિત્રનું પરિણામ જોઈને
તેઓના વિશ્વાસનું અનુકરણ કરો.
ઈસુ ખ્રિસ્ત ગઈ કાલે, આજે તથા સદાકાળ એવો ને એવો જ છે."

# અનુક્રમણિકા






રેવ. જેમ્સ ગ્લાસગો
મિસિસ ગ્લાસગો

રેવ. આલેકસાંદર કેર
મિસિસ કેર

# મારું ઋણ

હું કોનો ઋણી છું? મારે માથે શાનું ઋણ ચઢેલું છે? જેઓએ મને ખ્રિસ્તની તારણદાયી સુવાર્તા કહી સંભળાવી, અને તેદ્વારા મને પાપ તથા મરણરૂપી અંધકારમાંથી કાઢીને ઈશ્વરના આશ્ચર્યકારક પ્રકાશમાં તેડી આણ્યો, તેઓનો હું ઋણી જ છું. મારા દેવાનો હિસાબ હું કેમ કરીને બરાબર આંકું? તેનો કંઇ પાર જ નથી. પહેલવહેલાં ભય, વહેમ, અજ્ઞાન તથા અંધારામાં ઠેસ ખાવાનું; પણ હવે વિશ્વાસ, બાળકના જેવો ભરોસો, જ્ઞાન તથા પ્રકાશમાં સદા આગળ ચાલવાનું છે. પહેલવહેલાં નિર્જીવ મૂર્તિઓ, પણ હાલ જીવતો-જાગતો દેવ. જ્યાં પાપ તથા પાપની સજાની બીક, ત્યાં હાલ ક્ષમા તથા શાંતિ છે. પહેલવહેલાં દૂર, પણ હમણાં સઘળાં ભેદબંધનમાંથી મૂક્ત થઇને પાસે આવેલો. તે સમયે સ્વપુણ્ય પર આધાર રાખીને હું ફાંફાં મારનાર જેવો હતો, પણ હાલ હું જે પાપીઓમાંનો મુખ્ય છું, ને હું ઈશ્વરની નરી કૃપાથી ઉદ્ધાર પામેલો છું. પ્રથમ એકલવાયો, પણ હવે ઈશ્વરના સેવકોના સત્સંગમાં મેળવાયો છું. હવે મારી આગળ ઈશ્વરપિતાની પાસે જવાનો એક માર્ગ ખુલ્લો મૂકેલો છે. આ પૃથ્વી પરનું મારૂં જીવન મુસાફરીરૂપ છે; મારો સ્વદેશ તો આકાશ છે. આ સર્વ ઉપરાંત મૃત્યુકારક સર્વ જૂનાં વાનાં જતાં રહેલાં છે, અને જુઓ તેઓ નવાં થઇ ગયાં છે. મારા ત્રાતા પ્રભુ ઇસુની કબરમાં મારાં પાપ દટાએલાં છે, અને તેનામાં હું ઉત્થાન પામીને નવો જ થએલો છું.

ઈશ્વરના ખેપિયાના શ્રમથી તથા પ્રભુ ખ્રિસ્તના પ્રેરિતોની મહેનતથી આ સર્વ બન્યું. તેઓ સર્વેનો હું ઋણી છું. ઈબ્રાહીમથી માંડીને પ્રભુના દીન સેવકોમાંના જે સહુથી નાનાનું નામ જીવનના પુસ્તકમાં લખેલું છે, તેઓ સઘળાનો હું ઋણી છું. ઈશ્વરના મિત્ર ઈબ્રાહીમે મારા તારનારનો દિવસ અગાઉથી નિહાળ્યો, અને તેના દર્શનથી તે હર્ષ પામ્યો. જૂના કરારના જમાનાના સર્વ સંતો મારા છે; સ્તેફન તથા બીજા બધા શાહેદો મારા જ છે. સત્‌ધર્મનો દીવો પ્રગટેલો રાખનાર તેઓ જ હતા, અને તેજ જીવનદાતા દીવો આપણને સોંપીને તેઓ પાર ગએલા છે. હું આજકાલનો ખ્રિસ્તી તેઓ સર્વેનો ઋણી છું.

પરંતુ પ્રભુના જે સેવકોએ સો વર્ષ ઉપર ગુજરાતમાં આવીને તેની સુવાર્તા મારા લોકની આગળ પ્રગટ કરી, તેઓનો તેમજ મારા લોકના જે સંતો તે મનોહર સુવાર્તા સ્વીકારીને તે સંદેશો આપણને જણાવીને પોતાના પ્રભુના ખોળામાં ઊંઘી ગયા, તેઓનો હું વિશેષ દેણદાર છું. સેવાના જે માર્ગમાં તેઓ

સર્વે ચાલ્યા, તે માર્ગ લોહીનાં ટીપાંથી ચોખ્ખો કરાએલો છે—દુ:ખસહન તથા સ્વાર્પણના લોહીથી. તેમણે કરેલા સ્વાર્પણને આપણે "બલિદાન" કહીએ છીએ, પણ સાહસ ખેડનાર પ્રભુના આ સેવકો પોતે તેને "ફરજ" કહીને ઇશ્વિરે તેમને સોંપેલું કાર્ય કરતા ગયા. કૃતજ્ઞતા તેઓના સેવામય જીવનનું મૂળ, અને આજ્ઞાંકિતપણું, એજ તેઓનું ધ્યેય હતું.

"મુજ જીવ આપ્યો, આપ્યો તુજ માટ;
તેં શું આપ્યું મુજ માટ?"

"મારા પર થએલા ઇશ્વિરના સર્વ ઉપકારોનો હું તેને શો બદલો આપું," તે પ્રશ્નનો પ્રત્યુત્તર તેઓએ પ્રભુ ખ્રિસ્ત તથા તેની સુવાર્તાની ખાતર પોતાનાં જીવન ખરચી નાખીને આપ્યો. આજે આપણે ઊઠીને તેઓ સર્વેને ધન્યવાદ આપીએ છીએ. ધન્ય છે ગ્લાસ્ગો સાહેબ તથા કેર સાહેબ! ધન્ય છે ક્લાર્કસન સાહેબ તથા ટેલર સાહેબ! ધન્ય છે દેસાઇભાઇ! ધન્ય છે રામભાઈ, નથુભાઇ અને જોસફભાઈ! ધન્ય છે હજાર અન્ય સેવકો,—માબાપો, ઉપદેશકો, ભાઈબંધો—તેઓ સર્વેને ધન્યવાદ હો! આનંદોત્સવનો દિવસ આવી પહોંચેલો છે. ચારે તરફ સંગીત તથા હર્ષનો સાદ સંભળાય છે. તેમાં હું પણ ભાગ લેવા માગું છું. પરંતુ આ સર્વે મધ્યેનો એક ઝીણો કોમળ સાદ મારે કાને પડે છે, તે એમ પૂછે છે, કે

"મુજ જીવ આપ્યો, આપ્યો તુજ માટ;
તેં શું આપ્યું મુજ માટ?"

હે પ્રભુ ત્રાતા, મારા પર થએલા તારા સર્વ ઉપકારોનો હું શો બદલો આપું? તે સવાલનો જવાબ આપણાં વહાલાં માબાપોએ પોતાના ખ્રિસ્તમય જીવન વડે જ આપ્યો હતો, તેઓનું જેવું ઋણ હતું, તેવુંજ મારૂં પણ છે. પ્રભુ એવું કરો કે તેઓની પેઠે હું પણ સ્વનકાર કરીને તથા મારો વધસ્તંભ નિત્ય ઊંચકીને મારો પ્રભુ મને જ્યાં કહીં દોરી લઈ જાય, ત્યાં સારી હાલતમાં કે માઠી હાલતમાં સ્વાર્પણની રૂએ મારા પ્રભુની પાછળ પાછળ ચાલીને જગતની આગળ તેનું તારણદાતા નામ પ્રગટ કરતો રહું.

## II. આઈ. પી. મિશનનો આરંભ

ખ્રિસ્તી મંડળી કયારે ઉત્સાહથી તથા તેના પૂરા બળથી સતધર્મનો પ્રચાર કરતી જણાય? જ્યારે મંડળીના સભ્યોમાં પોતાના તારનાર તથા પ્રભુ પ્રત્યે ઉભરાતો શુદ્ધ પ્રેમભાવ, એક બીજા પ્રત્યે ખરો ઐક્યભાવ, તથા અન્યધર્મીઓ પ્રત્યે નિ:સ્વાર્થ સેવાભાવ દેખાઈ આવે, ત્યારે. મંડળીના ઇતિહાસમાં જો આપણે વાંચીએ, તો આ નિયમના પુરવારાર્થે અનેક દાખલાઓ હાથ આવે. આપણા પોતાના મિશનનો આરંભ પણ તેનું એક સુંદર ઉદાહરણ છે.

સને ૧૮૪૦ અગાઉ આયર્લૉંડ દેશમાં પ્રેસ્બિટેરીઅન (વડીલશાસિત) મંડળીની "અલ્સ્ટર સિનડ" અને "સિશેશન સિનડ" નામની બે જુદી શાખા ચાલતી હતી. તે સદીનાં પહેલાં થોડાં વર્ષ દરમિયાન એક પાખંડી મત (જે એકેશ્વરવાદી મત કહેવાય છે, એટલે પ્રભુ ઈસુ સૃષ્ટિનો પ્રથમજનિત છે ખરો, પણ તે દેવપુત્ર નથી, તે મત) અલ્સ્ટર સિનડમાં દાખલ થવા પામ્યો, તેને પરિણામે કેટલાંક ભાઈબહેનોએ પોતાના પ્રથમ પ્રેમનો ત્યાગ કર્યો. પણ ઈશ્વરની દયાથી સને ૧૮૨૯માં તે મત મંડળી મધ્યેથી નાબૂદ કરવામાં આવ્યો. જ્યારે આ સંતોષકારક બનાવ બન્યો, કે તરત માણસોનાં હૃદયમાં પ્રથમના જેવા પ્રેમનો ઊભરો પાછો આવ્યો. અને ધર્મપ્રચારદ્વારા પ્રભુની સેવા કરવાનો ઉત્સાહ બધે દેખાવા લાગ્યો. તે બાબત સંબંધી સને ૧૮૩૩માં સિનડની ખાસ બેઠક મળી, તેમાં સાત જુદી જુદી દરખાસ્ત સર્વાનુમતે પસાર કરીને સિનડે પરદેશમાં ખ્રિસ્તને પ્રગટ કરવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો. તે દરખાસ્તોનો અમલ કરવાનો વહીવટ જૂના હોમ મિશનની કારોબારી સમિતિના હાથમાં સોંપવામાં આવ્યો. જતે દહાડે આ કામ આગળ વધારવાને માટે જુદા જુદા પ્રયાસો કરવામાં આવ્યા, અને આખરે સને ૧૮૩૭માં સને ૧૮૩૩ના ઠરાવ પ્રમાણે હિન્દુસ્તાનમાંના કયા પ્રદેશમાં રહીને કામનો આરંભ કરવો તે વિષે મુંબઈમા રહેનાર ચર્ચ ઑફ સ્કૉટલાંડના માનવંત વડા સાહેબ ડૉ. જોન વિલ્સનની સાથે પત્રવ્યવહાર ચલાવીને અલ્સ્ટર સિનડના નેતાઓએ તેમની સલાહ પૂછી. તે સમયે ડૉ. વિલ્સન સાહેબ ગુજરાત તથા કાઠિયાવાડની ધાર્મિક તથા આર્થિક સ્થિતિ જોવા તથા જાણવા તે બે પ્રાંતમાં પર્યટન કરી રહ્યા હતા, તેથી અલ્સ્ટર સિનડ તરફથી જ્યારે તેઓ સાહેબની સલાહ માગવામાં આવી, ત્યારે ચોક્કસ જવાબ આપીને તેઓએ લાયક ક્ષેત્ર તરીકે કાઠિયાવાડ પ્રદેશ બતાવ્યો.

કામ કરવાનું સ્થળ નક્કી કર્યા બાદ સને ૧૮૩૮માં સિનડની કારોબારી સમિતિ કામદારોની શોધ કરવા લાગી. કોણ જવા તૈયાર છે, તે જાણવાને માટે વીસ દીક્ષિત થએલા પાળકો પર પત્રો લખીને એજ સવાલ તેઓને પૂછવામાં આવ્યો. તે વીસમાંના સાત પાળક તરફથી એવો જવાબ મળ્યો, કે "હું આ રહ્યો: મને મોકલ." હવે સિનડની દરખાસ્ત પ્રમાણે શરૂઆતે બેથી વધારે મિશનરીઓ મોકલવાના નહોતા, તો તે સાત સેવકોમાંથી બેની પસંદગી કેમ કરીને કરવી? જે કાર્ય કરવાનું છે, તે અતિ ગંભીર છે, એવું જાણીને કાર્યવાહક સમિતિએ સમસ્ત મંડળીને સને ૧૮૩૮ના નવેમ્બરની ૧૧મી તારીખનો રવિવાર ખાસ પ્રાર્થનાના દિવસ તરીકે પાળવાની વિનંતી કરી, અને ત્યાર પછી પ્રથમ બે નામ પસંદ કરવામાં આવે એવું ઠરાવ્યું. ખરેખર, આપણા મિશનનો જન્મ પ્રાર્થના તથા સ્તોત્રસહિત થયો.

જે બે પાળકોને પ્રથમ પસંદ કરવામાં આવ્યા, તે તો જેમ્સ ગ્લાસગો સાહેબ અને જોસફ ફિશર સાહેબ હતા. બેઉ વિજ્ઞાનમાં તેમજ ભક્તિભાવમાં જાણીતા હતા. ગૅાલ્વે શહેરમાં ફિશર સાહેબે થોડા વખત ઉપર એક નવી મંડળી સ્થાપી હતી, તેના લોકની જાણમાં જ્યારે આ વાત આવી, ત્યારે આવા મહત્ત્વના કામ પરથી અમારા પાળક સાહેબને ઉઠાવી નહિ લેવાય, એવી અરજ તેઓએ કારોબારી સમિતિ આગળ એટલા બધા આગ્રહથી કરી કે આખરે તે સમિતિને પોતાનો નિર્ણય માંડી વાળવો પડયો. ફિશર સાહેબ નહિ નિમાયા, તોપણ આ દાખલાથી હિન્દુસ્તાનમાં પોતાના સહુથી સારા તથા લાયક માણસોને મોકલવાનો સિનડનો ઈરાદો પૂરવાર થાય છે.

તો હવે શું કરવું? કોને પસંદ કરવા? ફરીથી પ્રાર્થના કરવા સિવાય બીજો શો ઇલાજ હોઈ શકે? તેથી સને ૧૮૩૯ના ઑકટોબર માસમાં, બીજો એક દિવસ પ્રાર્થનામાં કાઢયા બાદ ફિશર સાહેબને બદલે રેવ. આલેકસાંડર કેર સાહેબને પસંદ કરવામાં આવ્યા.

આ નવી સંસ્થા સ્થાપન કરવાના પ્રયત્નો આટલે સુધી ચાલી રહ્યા હતા, એટલામાં જેથી આયર્લાંડમાંની પ્રેસ્બિટેરિયન મતની મંડળીનું સ્વરૂપ બદલાઈ ગયું અને તેના હાથ નીચે ચાલતી સર્વે પ્રવૃત્તિઓને નવી અણહદ પુષ્ટિ પ્રાપ્ત થઈ, એવો બનાવ બન્યો. અત્યાર સુધી એક બીજાથી અલગ રહેનારી પ્રેસ્બિટેરિયન મંડળીની "અલ્સ્ટર સિનડ" નામની તથા "સિશેશન સિનડ" નામની જે બે શાખા હતી, તેઓ એક બીજા સાથે જોડાઈને નવી સંયુક્ત મંડળી થઈ, અને "આયર્લાંડમાંની પ્રેસ્બિટેરિયન મંડળી," એવું તેનું નામ પડયું. જ્યારથી સને ૧૮૨૯માં ઉપર વર્ણવેલો પાખંડી મત અલ્સ્ટર સિનડમાંથી નાબૂદ કરવામાં આવ્યો, ત્યારથી બેઉ મંડળ એકબીજાની તરફ આકર્ષાવા લાગ્યાં હતાં. તો હવે પછીથી જુદાં રહેવાનું શું કારણ હોય? શું બન્ને શાખા "એકજ પ્રભુ, એક જ વિશ્વાસ, એક જ બાપ્તિસ્મા" માનતી નહોતી? બન્નેમાં પરદેશમાં સુવાર્તા ફેલાવવા સંબંધી જાતજાતની યોજનાઓ કરવામાં આવતી નહોતી શું? એવા એવા વિચાર કરવાથી આખરે એ પરિણામ આવ્યું કે તા. ૧૦મી જુલાઈ, ૧૮૪૦ને રોજ તે બે શાખાઓની એક નવી સંયુક્ત મંડળી થઈ ગઈ. તે દિવસે બપોર પહેલાં બેલ્ફાસ્ટ શહેરમાં બે સિનડના બધા પાળકો તથા પ્રતિનિધિ વડીલો પોતપોતાના મતના એકેક દેવળમાં એકઠા મળ્યા, ત્યાંથી પ્રભુનો આશીર્વાદ યાચ્યા પછી તેઓ સરઘસરૂપે ત્રીજા મોટા દેવળમાં જવા નીકળ્યા. શહેરના ધોરી રસ્તા પર તે બે સરઘસો એક બીજાની સાથે મળી ગયાં, અને ભેગાં થઈને દેવળમાં પ્રવેશ કીધો, અને અત્યંત આનંદસહિત સર્વાનુમતે સંયુક્ત મંડળી સ્થાપન કરવામાં આવી. ત્યાર પછી પ્રથમ જે કાર્ય તે નવી બંધાએલી મહાસભાએ હાથમાં લીધું, તે તો રેવ. જેમ્સ ગ્લાસગો સાહેબ તથા

રેવ. આલેકસાંડર કેર સાહેબને હિન્દુસ્તાન મોકલવા સારૂ જુદા પાડવાનું હતું (પ્રે. કૃ. ૧૩; ૩). આપણી માતુશ્રી મંડળીના પંચાંગમાં જો આ તારીખ સોનેરી અક્ષરોથી નોંધેલી હોય, તો એમાં શી નવાઇ? જે એક જ દિવસે આયર્લાંડમાંની પ્રેસ્બીટેરીઅન મંડળીનો જન્મ તેમજ આપણા મિશનનો માંગલિક આરંભ, એવા ઘણા મહત્ત્વના બે બનાવ બન્યા, તે અનુપમ આનંદોત્સવ નહિ ગણાય શું? તે દિવસને લીધે પ્રભુનું નામ ધન્ય, ત્રીધન્ય હો! આમેન.

આવી ગંભીર રીતે જુદા કરાએલા બેઉ સાહેબ મંડળીએ રાખેલા ભરોસા યોગ્ય હતા. બન્ને પરખાએલા હતા, બન્નેએ મંડળીના પાળક તરીકે પોતાના હોદ્દાનું કર્તવ્ય ઘણી સંતોષકારક રીતે બજાવ્યું હતું. બન્ને આધ્યાત્મિક બળથી વેષ્ટિત હતા. રેવ. આલેકસાંડર કેર સાહેબ અઠ્ઠાવીસ વર્ષની ઉંમરના હતા, તેઓની પાળકપદની દીક્ષા બે વર્ષ ઉપર થઈ હતી. રેવ. જેમ્સ ગ્લાસ્ગો સાહેબ પાંત્રીસ વર્ષના હતા, તેઓએ પાંચ વર્ષથી પાળકપદ ભોગવ્યું હતું. (ગ્લાસ્ગો સાહેબ જે મંડળીના પાળક હતા, તેજ મંડળીના પાળક લગભગ ૫૦ વર્ષ પછી મહુર્મ રેવ. રૉબર્ટ હેન્ડરસન સાહેબ પણ થયા, અને મિશનરી થવાનો નિશ્ચય કરીને જ્યારે હેન્ડરસન સાહેબે ત્યાંથી રાજીનામું આપ્યું, ત્યારે સાહેબના માનમાં જે વિદાયગીરીની સભા થઇ, તેમાં ઇશ્વરકૃપાએ ડૉ. જેમ્સ ગ્લાસ્ગો સાહેબ પણ હાજર હતા). ગ્લાસ્ગો સાહેબ ઘણા સાક્ષર માણસ હતા. તેઓ ગણિતશાસ્ત્રમાં વિશેષ કાબેલ હતા, અને પાઠશાળાની છેલ્લી પરીક્ષામાં જ્યારે તેઓ પસાર થયા, ત્યારે તેઓએ વિજ્ઞાનશાસ્ત્રનો ચાંદ મેળવ્યો હતો. વળી તેઓ પરભાષાઓના અભ્યાસના શોખીન હતા. તે સર્વ ઉપરાંત તેઓ સાહેબ કાવ્ય રચનાર પણ હતા. તેઓ પરદેશમાં જઇને ખ્રિસ્તી ધર્મના પ્રખ્યાત પ્રચારક બની જાય, તે માટે તેમનામાં શું બાકી રહેલું હતું? "જ્યાં નહિ પહોંચે રવિ, ત્યાં પહોંચે કવિ." ગ્લાસ્ગો સાહેબે કરેલાં બીજાં બધાં કામ ભલે ભૂલી જવાય. પરંતુ જ્યાંસુધી ખ્રિસ્તી મંડળી ગુજરાતમાં ટકી રહેશે, ત્યાંસુધી તેઓશ્રી સાહેબે રચેલાં મધુર ધર્મગીતો ગાવામાં આવશે જ આવશે.

તેઓની નિમણુક થઇ, તે વખતે બન્ને સાહેબ કુંવારા હતા, પરંતુ નિમણુક થયા પછી બન્નેએ લગ્ન કરીને આ દેશમાં આવવાની તૈયારી કરી. આખરે શનિવારે સવારે, સને ૧૮૪૦ના ઑગસ્ટની ૨૯મી તારીખે તેઓ તથા તેઓનાં મડમસાહેબો બેલ્ફાસ્ટ બંદરેથી લિવરપૂલ બંદરે જવા ઉપડ્યાં. વહાણના માલિકે તેઓની પાસેથી ભાડું લેવાની ના પાડી હતી; વળી તે ઉપરાંત તેઓને છેલ્લી સલામ કરવાની ઇચ્છા રાખીને તેઓનાં ઘણાં સગાંવહાલાં તથા મિત્રો વહાણ ઊપડતી વખતે ભેગાં થશે, એવું જાણીને તેજ સાહેબે તેઓના ઉપયોગ માટે વહાણની અંદર એક મોટો ઓરડો જુદો રાખવાનો હુકમ કર્યો હતો; તે ઓરડામાં તેઓના મિત્રોની મોટી મેદની મળી, અને ચોધાર આંસુઓ-

સહિતની તેમની પ્રાર્થનાઓદ્વારા ઈશ્વરનાં આ ચાર સેવકોને તેના બળવાન હાથમાં સોંપવામાં આવ્યાં.

આ નવી સંસ્થા સ્થાપન કરવાના સર્વ પ્રયત્નોમાં ડૉ. જેમ્સ મોર્ગેન સાહેબ અગ્રેસર જેવા હતા, તેઓ તે પ્રસંગે હાજર થઈ શકયા નહિ, કેમકે તેઓ તો આ કામને અંગે કયારના લિવરપુલ ગયા હતા. ત્યાંથી વળતી વખતે લિવરપુલથી આવતું ડૉ. મોર્ગેન સાહેબનું વહાણ અને લિવરપુલ જતું આ મિશનરીઓનું વહાણ, બેલ્ફાસ્ટના અખાતમાં તે સવારે સામસામે મળ્યાં. તે વખતે જે બન્યું, તે ડૉ. મોર્ગેન સાહેબે લખેલા એક પત્ર પરથી આપણને માલૂમ પડે છે. તેજ દિવસે ઘેર પહોંચીને ડૉ. મૉર્ગેન સાહેબ ગ્લાસ્ગો સાહેબ પર વિદાયગીરીનો કાગળ લખવા બેઠા. કાગળ સમાપ્ત કરતાં તેઓ સાહેબે એમ લખ્યું, કે "તમને ઓળખી કાઢવા માટે હું તમારા વહાણ પર તાકી તાકીને જોતો હતો. આખરે જ્યારે તમે મારા જોવામાં આવ્યા, ત્યારે મારી નજરે જે પડયું, તે હું કદી વીસરનાર નથી. તમને તથા તમારા કામને માન આપીને મેં મારી ટોપી ઉતારીને આપણા સમર્થ પ્રભુના નામમાં તમ સર્વેને આશીર્વાદ આપ્યો. તેની સમક્ષતા સદા તમારી સાથે હો." "તે દેખાવ હું કદી વીસરનાર નથી," એમ ડૉ. મૉર્ગેન સાહેબે પોતાના પત્રમાં લખ્યું હતું. સામે ચાલતા વહાણ પર જેમ્સ ગ્લાસ્ગો સાહેબ પણ જોતા જોતા ઊભા રહ્યા હતા, તેમની નજરે પણ જે પડયું, તે તેઓ પણ કદી ભૂલી ગયા નહિ. આઠ વર્ષ પછી (૧૮૪૮) રાજકોટના મિશન હાઉસમા બેઠાં બેઠાં તેઓ સાહેબે ડૉ. મૉર્ગેન સાહેબ પર નીચે પ્રમાણે લખ્યું:

"મારા માનવા પ્રમાણે ઑગસ્ટની ૨૯મી તારીખ સાધારણ દિવસ નથી, તે તો મહાનંદોત્સવ છે. આજથી બરાબર આઠ વર્ષ પહેલાં વહાણ પર ઊભા રહીને મેં મારી ટોપી હલાવીને આપને મારી છેલ્લી પ્રેમમય સલામ કરી, અને જો કે ઊપડતી વખતે મારા મિત્રોએ પાડેલાં આંસુ તથા તેમણે કરેલી આગ્રહપૂર્વક પ્રાર્થનાઓ મેં વીસારે નથી મૂકયાં, તો પણ અત્યારે મારી આંખ આગળ જે દૃશ્ય ખડું છે, તે તો અણધારેલી છેલ્લી સલામ કરનાર આપની છબી છે."

એવી રીતે આપણા મિશનનો આંસુ તથા પ્રાર્થનાસહિતનો તેમજ આનંદસહિતનો શુભ આરંભ થયો.

## III. મુસાફરીનાં વિઘ્નો

સને ૧૮૪૦ના સપ્ટેમ્બરની ૪થી તારીખે રેવ. જેમ્સ ગ્લાસ્ગો સાહેબ તથા તેમનાં મડમ સાહેબ, રેવ. આલેકસાંડર કેર સાહેબ તથા તેમનાં મડમ સાહેબ મળી ચાર જણાની એક નાની ટોળી લિવરપુલ બંદરેથી ઊપડી, અને સને ૧૮૪૧ના જુનની ૩જી તારીખે રાજકોટ આવી પહોંચી. તે બધા વખત દરમિયાન

તેઓએ જે જે વેઠ્યું તથા જે જે કર્યું, તેનું હૃદયભેદક વર્ણન જેણે વાંચ્યું હોય, તેનાથી તે કદી વીસરી જવાય નહિ. તે સમયમાં તેઓના પર આવેલાં સર્વ સંકટો તેમજ તેઓનાં હૃદયના ઉદ્‌ગારો આપણને તેઓની યાદ આપે છે, કેમકે એ સર્વ વાતો તેઓ ખુલ્લા દિલથી તથા નિખાલસ મનથી પોતાની રોજનીશીમાં નોંધતા હતા તેમજ પત્રદ્વારા પોતાના મિત્રોને જણાવતા હતા. એક તરફ જોતાં તેમની મુસાફરીનો આખો રસ્તો સંકટથી ઘેરાએલો હતો, તો પણ સર્વ સંજોગોમાં તેઓ પોતાના પ્રભુના પ્રેમને આશરે વિશેષ જય પામીને પ્રેરિત પાઊલની માફક આનંદ માણતાં હતાં.

"Wave" (તરંગ) નામના જે વહાણમાં તેઓ બેઠેલાં હતાં, તે માલ લઇ જનાર વહાણ હોવાને લીધે ઉતારૂઓને સારૂ તદ્દન સગવડ વિનાનું હતું. તે ચાર જણ સિવાય બીજા કોઇ ઉતારૂઓ નહોતા. વળી વહાણ તો સઢવાળું હતું, તેથી જો સમુદ્રમાં તોફાન થાય તો જીવ જોખમમાં આવે, અને જો પવન શાંત પડે, તો વહાણ આગળ ન વધે! તે ઉપરાંત દક્ષિણ આફ્રિકા પરના લાંબા રસ્તામાં થઇને તેઓને આવવું પડયું. એ સર્વ છતાં પણ જેમ સિંહના કલેવરમાંથી શામશૂને મધ મેળવી લીધું, તેમ દરેક પ્રતિકૂળ સંજોગમાંથી પણ પ્રભુના આ ચાર સેવકો મીઠાશ કાઢી લેવામાં ફાવ્યા.

સફરના છ મહિનાના ધીરેધીરે વ્યતિત થતા દિવસો તેઓએ કેમ કરીને વિતાવ્યા હશે? વખતનો સદુપયોગ કરવાની તેઓની પહેલી રીત તો પવિત્ર શાસ્ત્રનો અભ્યાસ કરવાની હતી. દરરોજ ચારે જણ શાસ્ત્ર હાથમાં લઇને સાથે બેસે, સાથે વાંચે, અને શાસ્ત્રવાચનથી મનમાં ઊપજતા વિચાર એક બીજાને જણાવે. જ્યારે એમ થાય, ત્યારે વહાણની અગવડતાના વિચારને સ્થાનજ ક્યાંથી હોય? તેઓ ડામાડોળ થતા સઢવાળા વહાણમાંની એક નાની ઓરડીમાં બેઠેલાં હતાં ખરાં, પણ દરરોજ પ્રભુ ઇસુની શાંતિમય સમક્ષતાને લઇને તે રૂપાંતર પામી તેઓને યરૂશાલેમમાંની ઉપલી મેડી સમાન નહિ લાગતી હોય શું? સફર દરમિયાન તેઓએ બેથી વધારે વાર આખા સત્‌શાસ્ત્રનું પૂરૂં વાચન કર્યું. વળી આ ઉપરાંત બીજું શું કરતા હતા? અંગ્રેજી શાસ્ત્રનો અભ્યાસ કરી રહ્યા પછી બન્ને સાહેબો હેબ્રી જૂનો કરાર લઇને સાથે સાથે તેનું ખુબ અધ્યયન કરતા હતા. શું આટલું જ તેઓ બસ ગણીને બેસી રહેતા? જરૂર નહિ જ. રોજના શાસ્ત્ર-વાચનથી અમારે આત્માની તરવારને પાણીદાર રાખવી, કેવળ એમ નહિ પણ તેજ લડાઇને સારૂ અમારે તર્કશાસ્ત્રની તથા વિજ્ઞાનશાસ્ત્રરૂપી જે કંઇ શસ્ત્ર હોય, તેમને પણ બનતા સુધી તેજ રાખવાં, એવી તેઓ સાહેબની દૃઢ માન્યતા હતી. તદનુસાર તેઓ પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસ, ખગોળ, ભુગોળ, ભૂસ્તરવિદ્યા, ઇત્યાદિ જાતજાતની વિદ્યાનો અભ્યાસ ચાલુ રાખતા હતા. આટલી બધી મહેનત કરવામાં તેઓનું શું ધ્યેય હતું? એ નહોતું કે તેઓ

વિદ્વાન બની જાય, પણ નમ્ર તથા રાંક બાળકના જેવા અમે ખ્રિસ્ત પર ભરોસો રાખનારા થઇને જેમ મુખજુબાની વડે તેમજ અમારા ખ્રિસ્તમય જીવન વડે સુવાર્તા પ્રગટ કરવા સજ્જ થઇએ, એ એક જ તેઓનું ધ્યેય હતું, તે તેમના પોતાના લખવા પરથી આપણને માલૂમ પડે છે.

દર રવિવારે ખલાસીઓ તથા તેમના ઉપરીઓને ભેગા કરીને તેઓ તેઓને સારૂ ભજનસેવા ચલાવતા હતા, અને જે કોઇ ખલાસી વાંચતાંલખતાં શીખવા માગતા, તેમને નવરાશની વેળાએ તેઓ ભણાવતા પણ હતા.

આખરે સને ૧૮૪૧ના ફેબ્રુઆરીની ૨૬મી તારીખે મુંબઈ બંદર દૃષ્ટિગોચર થયું, તે જોઈને તેઓને કેટલો બધો આનંદ થયો હશે! વળી મુંબઈ સહી-સલામત પહોંચ્યાથી તેઓ ઘણાં જોખમમાંથી પણ બચી ગયા! કારણ કે સાકર તથા ખાવાની બીજી ઘણી વસ્તુઓ ક્યારની ખૂટી ગઈ હતી, અને સમુદ્ર વચ્ચે જ્યારે તોફાન થયું તે વખતે જો પડેલા વરસાદનું પાણી ઝીલી લેવામાં આવ્યું નહિ હોત, તો પીવા માટે પાણી પણ ક્યારનુંય થઈ રહ્યું હોત. ઈશ્વરની દયાથી તોફાન પણ તેઓને સારૂ આશીર્વાદરૂપ નીવડયું.

મુંબઇ આવી પહોંચીને તેઓ ડૉ. જોન વિલ્સન સાહેબને ત્યાં પધાર્યાં. તેઓ સાહેબે ઘણા માયાળુપણાથી તેઓનો અતિથિસત્કાર કર્યો. તેઓ સાહેબને ત્યાં ત્રણ મહિના સુધી તેઓ રહ્યાં, તે વખત દરમ્યાન ૧૬મી માર્ચે ગ્લાસ્ગો મડમ સાહેબને દીકરી જન્મી, અને ૧૫મી એપ્રીલે કેર મડમ સાહેબને દીકરો જન્મ્યો. બન્ને બાળકનું બાપ્તિસ્મા એપ્રિલ તા. ૨૬મીએ ડૉ. વિલ્સન સાહેબના હાથથી થયું.

ગુજરાતીનો અભ્યાસ કરતાં ડૉ. વિલ્સન સાહેબ તથા ધનજીભાઈ નવરોજજી-ની સાથે શહેરોમાં તથા ગામડાંમાં ફરતાં, અને હિન્દની જુદી જુદી પ્રજાઓની રીતભાતોનો અનુભવ લેતાં ગ્લાસ્ગો સાહેબ તથા કેર સાહેબને તે ત્રણ માસ દરમિયાન ઘણું જાણવાનું મળ્યું.

મુંબઇમાં રહેનાર ખ્રિસ્તી ભાઇબહેન તરફથી સાહેબોની તથા મડમસાહેબોની ઘણી સારી પરોણાચાકરી કરવામાં આવતી હતી, છતાં તેઓ રાજકોટ જવા ઘણાં જ ઈંતેજાર હતાં. ચોમાસું નજીક આવી પહોંચેલું છે, હજુ ઉનાળાનો સખત તાપ ચાલે છે, વગેરે કારણો રજુ કરીને ડૉ. વિલ્સન સાહેબે તથા તેમના મિત્રોએ તેઓને રોકી રાખવા ઘણા પ્રયત્ન કર્યા. પરંતુ "રાજાનું કામ ઉતાવળનું છે," એવું સમજીને અનુભવી મિત્રોની સલાહ ન ગણકારતાં તેઓએ વહાણવાટે ઘોઘે જવાની તૈયારી કરી. "રાજકોટ જઈને કામ શરૂ કરવા અમે એટલા બધા આતુર હતા, કે અમારી આતુરતા અધીરતા બની જવાના જોખમમાં હતી," એમ તેઓએ પાછળથી ડૉ. મોર્ગન સાહેબને લખી જણાવ્યું.

ઘણી મુસીબત વેઠયા પછી ઘોઘે જનાર એક વહાણવાળાની સાથે પઠણ કરવામાં આવી, અને આખરે શનિવારે સાંજે મેની તા. ૨૨મીએ તેઓ મુંબઇ બંદરેથી ઊપડ્યાં. તેઓની સાથે ડૅા. વિલ્સન સાહેબ તથા ધનજીભાઈ નવરોજજી પણ હતા. ભરસમુદ્રમાં જતાં વહાણ આમતેમ ડામાડોળ થવાથી તેઓને ઘણીજ ઊલટી થવા લાગી, પરંતુ રવિવારની સાંજે તેઓને સહેજ આરામ થયો, જેથી સાથે બેઠાં બેઠા તેઓ ગીતશાસ્ત્ર ૧૩૦ ને ૧૨૧નું વાચન કરી શકયાં. સોમવારે ફરી તોફાન થવાથી વહાણ અથડાઈ પડવાના જોખમમાં આવ્યું. ઊલટીથી લોથપોથ થઇ ગયાને લીધે તેઓ વહાણનાં પાટિયાં પર ચતાં પડ્યાં પડ્યાં પ્રાર્થના કર્યા સિવાય બીજું કંઈ કરી શકયાં નહિ. પણ આખરે ઈશ્વરની દયાથી મંગળવારે મેની ૨૫મીએ તેઓ ઘોઘે સહિ-સલામત પહોંચી ગયાં. ત્યાં તેઓના વિસામાને સારૂ એક ભલા સાહેબે પોતાનો બંગલો તૈયાર કરાવ્યો હતો, તેમાં જો બેચાર દહાડા રહીને તેઓએ પોતાનો થાક ઉતાર્યો હોત તો કોણ વાંધો લેત? પણ જેમ બની શકે તેમ રાજકોટ વહેલાં પહોંચી જવું, તે સિવાય તેઓ બીજો કોઈ પણ વિચાર કરતાં નહોતાં, તેથી બીજા દિવસની સાંજે નીકળવાને માટે તેઓ તાબડતોબ જોઈતી તૈયારી કરવા લાગ્યા. રાજકોટના એક સાહેબે તેઓના ઉપયોગ માટે તાપમાં મુસાફરી કરવા લાયક એક સરસ ગાડી મોકલાવી હતી. ગાડી સિવાય પણ દસ દહાડા જેટલા લાંબા રસ્તાને સારૂ તેઓને જુદી જુદી તરેહના બંદોબસ્ત કરવા પડ્યા; સાહેબોને સારૂ ઘોડા, સામાનને સારૂ ગાડાં, રસ્તા બતાવવા સારૂ ભોમિયાઓ, ચોકી કરવા સારૂ પગીઓ, વગેરે.

વળી તેઓ એકલાં નહોતાં. બંદર આગળ રાજકોટ જનારાં બીજા ઘણાં માણસ ભેગાં થયાં હતાં. તેઓ આપણા સાહેબોની ઓથે તે ભયભરેલી મુસાફરી કરવાની વિનંતી કરે તે સ્વાભાવિક હતું, જેથી બુધવારે, મે ૨૬મીની સાંજે જયારે છેવટે તેઓ પ્રથમ મજલ કાપવા નીકળ્યાં, ત્યારે તેઓનો એંસી માણસ જેટલો મોટો સંઘ થઈ ગયો હતો.

હવે નવ મહિનાની લાંબી મુસાફરી પૂરી થવા આવી હતી. બે વર્ષ થયાં જે નગર ભણી તેઓ મીટ માંડી રહ્યા હતાં તે હવે થોડા જ દિવસોમાં તેઓને દૃષ્ટિગોચર થવાનું હતું. તો ઈસ્રાએલનાં "ચઢવાનાં ગીત" તેઓને યાદ નહિ આવ્યાં હોય શું?

> "જ્યાં સુધી યહોવાહને સારૂ હું મકાન ન મેળવું,
> અને યાકૂબના સમર્થ [દેવ]ને સારૂ [નિવાસસ્થાન તૈયાર ન કરૂં],
> ત્યાં સુધી હું મારી આંખોને ઊંઘ,
> અને મારાં પોપચાંને નિદ્રા આવવા નહિ દઉં."

દર રાતે ૧૭–૨૦ માઇલ જેટલી કૂચ કરતાં કરતાં રાજકોટ પહોંચ્યા પહેલાં તેઓએ છ જુદી જુદી જગાએ પડાવ કર્યો, એટલે (૧) વરતેજ, (૨) દારૂકા, (૩) ઢસા, (૪) બાબરા, (૫) આટકોટ અને (૬) સરધાર. જ્યાં તેઓ ઊતરતાં, ત્યાં પ્રસંગનો લાભ લઇને ડૉ. વિલ્સન સાહેબ અને ધનજીભાઈ ઉપદેશ કરતા. કાઠિયાવાડમાંનો તેઓનો પ્રથમ સાબ્બાથવાર આવ્યો, ત્યારે તેઓનો મુકામ ઢસામાં હતો. તે પવિત્ર દિવસે સવારે એકઠાં મળીને કેટલા બધા આનંદસહિત તેઓએ પોતાને સહાય કરનાર યહોવાહના નામનો આભાર માન્યો હશે! ભજનસેવાનો મધુર અવાજ સાંભળીને ગામના લોક ઉતારાની આગળ ભેગા થયા, તેઓને ડૉ. વિલ્સન સાહેબે પ્રભુ ઈસુની તારણદાયી સુવાર્તા કહી સંભળાવી. સાંજે તેઓ ગામમાં ફરવા ગયા, ત્યારે પણ સંખ્યાબંધ લોક એકઠા મળ્યા, અને સાહેબોને ચોરામાં તેડી લઈ જઇને ત્યાં તેઓ બીજી વાર ઘણી રાજીખુશીથી સુવાર્તા સાંભળવા બેઠા. સરધાર તો રાજકોટ દરબારનું જૂનું પાટનગર હતું, ત્યાં જયારે તેઓએ છેલ્લો મુકામ કર્યો, ત્યારે એમજ બન્યું.

અમારા આત્માની સહુથી મોટી અભિલાષા તૃપ્ત થવાની તૈયારીમાં છે, તે જાણીને તેઓનાં હૃદયમાં આનંદનો ઊભરો આવ્યો હશે, એ અનિવાર્ય વાત છે, છતાં મે માસની આખરના તાપને લીધે, રાતે ઊંઘ ન આવ્યાને લીધે અને પાકી સડક ન હોવાને લીધે તેઓ સર્વેની, પણ વિશેષે કરીને બે મડમ સાહેબ તથા તેમનાં બે કોમળ બાળકોની તંદુરસ્તીને અતિશય ધક્કો લાગ્યો હશે, તેની પણ ના કહેવાય નહિ.

આખરે મધરાતે બે વાગે સરધારથી ઊપડીને તેઓ ગુરુવારે, જુન ૩જીએ, સવારના સાત વાગે રાજકોટ પહોંચી ગયાં.

"ત્યારે શાંતિ થવાથી તેઓને આનંદ થાય છે; એવીજ રીતે તે તેઓને ધારેલે બંદર પહોંચાડે છે."

## IV. ભોંયમાં પડીને મરી ગએલો દાણો

વાર્તા આગળ ચલાવ્યા પહેલાં અહીં એક વાતની નોંધ કરવી ઘટે છે, તે એ છે કે જયારથી પ્રથમ મિશનેરીઓ આવી પહોંચ્યા, ત્યારથી આ દેશમાં રહેનાર જુદા જુદા વર્ગના અંગ્રેજ લોક તેઓને અનેક પ્રકારની મદદ આપીને તેઓને ઉત્તેજીત કરતા હતા. આ વાતના ઘણા દાખલાઓ આગળ જતાં આપણને મળી આવશે, પરંતુ આ સંસ્થાની શરૂઆતથી જ ઈશ્વર પોતાના બીજા સેવકોની મારફતે પરદેશથી આવેલા તેના દૂતોને સહાય કરતો હતો, તે કેટલા બધા આનંદની વાત છે!

આપણા સાહેબો હજુ મુંબઈમાં રહેતા હતા, એટલામાં ડૉ. વિલ્સન સાહેબની દરમિયાનગીરીથી તેઓને નામદાર ગવર્નર સાહેબ તરફથી કાઠિયાવાડમાં રહીને સુવાર્તાપ્રચાર કરવાનો પરવાનો મળ્યો હતો, તેથી તેઓ સાહેબો રાજકોટ પહોંચી ગયા, ત્યારે કામ તરત આદરતાં વિલંબ કરવાની કંઈ પણ જરૂર રહી નહિ, અને બન્યું પણ એમજ. કારણ કે તેઓના આવ્યા અગાઉ જાણે પ્રભુએ પોતે તેઓને વાસ્તે જોઇતું સર્વ સાહિત્ય તૈયાર કર્યું હોય, એમ હતું. જે સાહેબે પોતાની ગાડી તેમને આપી હતી, તેજ સાહેબ તેઓને પોતાનો બંગલો વાપરવા માટે આપીને રજા પર સ્વદેશ ગયા હતા. બીજા એક સાહેબે ભજનસેવા કરવા સારૂ પોતાના બંગલાનો એક ઓરડો તેઓને વાપરવાનું કહ્યું. વળી તેજ સાહેબે અંગ્રેજી નિશાળ બંધાવવા સારૂ તેઓને જમીન આપી, કેવળ એટલુંજ નહિ પણ તેઓશ્રી તેઓને સારૂ એક કન્યાશાળા બંધાવી આપવા તૈયાર થયા. કપ્તાન જેકબ નામના એક ત્રીજા સાહેબ હતા, તેઓ નવા આવેલા સાહેબો પ્રત્યે પહેલવહેલાં બહુ સહાનુભૂતિ દર્શાવતા નહોતા, પણ પછીથી તેઓની કદર બૂઝીને એ સાહેબ પણ તેઓના ખરા દોસ્ત તથા મદદગાર બની ગયા. અંગ્રેજી નિશાળને માટે તેઓ સાહેબે ઘણી કીમતી મદદ કરી.

એવી એવી વાતોથી ઉત્તેજીત થઇને વાર લગાડ્યા વગર ગ્લાસ્ગો સાહેબે તથા કેર સાહેબે કામ શરૂ કર્યું અઠવાડિયામાં બે વખત ભજનસેવા, સાબ્બાથશાળા, અંગ્રેજી નિશાળ, પ્રાથમિક નિશાળ, વગેરે જાતજાતની પ્રવૃત્તિઓ તેઓએ આદરી. તે ઉપરાંત તેઓની પાસેથી ધાર્મિક પુસ્તકો મેળવવા સારૂ ગામના માણસો સવારથી તે સાંજ સુધી બંગલાની આગળ ગીચોગીચ એકઠા થતા હતા. એ બધું જોઇને કોણ હર્ષ ના પામે? "જેમ દર્શનદ્વારા ઇશ્વરે પ્રેરિત પાઊલને યુરોપ ખંડમાં સુવાર્તાનો પ્રચાર કરવા તેડયો, તેમ આ દેશમાં મહેનત કરવા તેનાતેજ ઇશ્વરે અમને પણ તેડ્યા છે, એવી અમને ખાતરી છે," એમ કેર સાહેબે પ્રમુખ સાહેબ પર લખ્યું, તેમાં અજાયબ જેવું શું!

આવી સરસ રીતે આપણી મંડળીનો ઉદય થયો. એવું વાદળાંરહિત શાંતિમય પ્રભાત જોઇને કોણ એમ ધારે કે પહેલો જ પહોર થયા અગાઉ આસમાન અંધકારથી ઘેરાઇ જશે? ખરેખર, ઇશ્વરના વિચારો તે આપણા વિચારો નથી. સાહેબો અને મડમ સાહેબો રાજકોટ પહોંચી ગયાં, ત્યાર પછી આઠમે દિવસે, એટલે જુન ૧૧મીએ, ગ્લાસ્ગો સાહેબની દીકરી, મારગ્રેટ જેન, કેવળ ત્રણ માસની વયે, ઉત્તમ ઘેટાંપાળકના ખોળામાં ઊંઘી ગઈ. એક મહિના સુધી સાહેબને આ દુઃખદાયક બનાવ સંબંધી લખવાની હિંમત નહોતી, પણ આખરે જ્યારે તેમને હિંમત આવી, ત્યારે કેવા અર્થસૂચક શબ્દોમાં તેઓએ પોતાની લાગણી જાહેર કરી, તે જુઓ: "જેમ ઈબ્રાહીમની કબર તેનાં

સંતાનને સારૂ ચિહ્નરૂપ થઈ, તેમ કાઠિયાવાડ પ્રદેશ આપણી મંડળીને સારૂ વચનનો પ્રદેશ થશે, એવું ભવિષ્યદર્શક ચિહ્ન અમારી દીકરીની કબરમાં સમાએલું છે, એવો હું વિશ્વાસ રાખું છું.'' ભાઈઓ, આપણી આસપાસ શાહેદોની જે વાદળારૂપ મોટી ભીડ છે, તે એવા જ શૂરવીર ભક્તોની બનેલી છે.

તે સંકટ હજુ વીતી ગયું નહોતું, એટલામાં એથી ભારે નિરાશાજનક બીજી આપત્તિ એ નાની ટોળી પર આવી પડી. ઑગસ્ટની ૧૬મીએ સોમવારે રેવ. આલેક્ઝાંડર કેર સાહેબ સાતેક દહાડાનો મંદવાડ ભોગવ્યા પછી સ્વર્ગવાસી થયા. આગલે રવિવારે તા. ૮મીએ માલાખી ૪; ૨ને આધારે તેઓએ ભજનસેવા વખતે ઘણું અસરકારક બોધભાષણ કર્યું હતું. સોમવારે તેમને તાવ ચઢ્યો તે ઊતર્યો જ નહિ. બીજા રવિવારે કપ્તાન જેકબ સાહેબે પોતાને બંગલે તાવથી નિર્ગત થએલા કેર સાહેબને પાલખીમાં લેવડાવ્યા. પરંતુ મધરાતે તેઓ વધારે અકળાવા લાગ્યા, જેથી ગ્લાસ્ગો સાહેબને બોલાવવામાં આવ્યા. મોટે મળસકે તેઓ સાહેબે કેર સાહેબને માલાખી ૪; ૨ના મધુર શબ્દો ધીમે સ્વરે કહી સંભળાવ્યા, ત્યાર પછી તેમને થતી અકળામણ એકદમ બંધ પડી. પણ એકાએક થએલી શાંતિ તે તો તાવ જતો રહેવાનું ચિહ્ન નહોતું, પણ મરણ પાસે આવેલું છે તેનું જ હતું. થોડી જ વારમાં જેમ બાળક ઊંઘી જાય, તેમ સંપૂર્ણ શાંતિએ તેઓ મરણરૂપ નિદ્રાદ્વારા સ્વર્ગે ગયા.

કોઈ પૂછે, કે ''અત્તરનો આવો બગાડ શું કરવા કર્યો?'' પણ આ તો બગાડી નાખેલું અત્તર નહોતું. તે જમીનમાં પડીને મરી ગએલો દાણો હતું. તે અર્પી દીધેલું જીવન નિષ્ફળ ગયું નહિ. આજ સુધી જે ટકી રહેલું છે અને રોજરોજ વધતું પણ જાય છે, એવું મહિમાવંત ફળ તે પડેલા દાણામાંથી ઊપજ્યું. કેર સાહેબ શુદ્ધ હૃદયના હોવાને લીધે દીર્ઘદૃષ્ટિવાળા ઈશ્વરભક્ત હતા. તેઓ થોડા જ દિવસ આ દેશમાં રહેવા પામ્યા, તોપણ તે ટૂંક સમયમાં તેઓએ જાણે લાંબા વખતનો અનુભવ કર્યો હોય, એમ હતું. આવા મોટા વસ્તીવાળા પ્રાંતમાં બે કામદારોથી શું કામ થઈ શકે, એવો વિચાર કરીને તેઓએ માતુશ્રી મંડળીને બીજા કામદારોને તરત મોકલવાની વિનંતી કરી હતી, અને વધુ કામદારોની જરૂરીઆત પૂરી પાડવાને અંગે તેઓએ તેજ પત્રમાં દર વર્ષે ગ્લાસ્ગો સાહેબના તથા પોતાના પગારમાંથી રૂ. ૫૦ કાપવાનો મનસૂબો જાહેર કર્યો હતો. ત્યાર પછી જુલાઈની ૯ટ્ઠીએ તેઓએ બીજો પણ એક પત્ર લખ્યો, તે તેમના હાથનો છેલ્લો પત્ર હતો. ત્યારથી સો વર્ષ થવા આવ્યાં છે, તોપણ તે સો વર્ષ ઉપરનો કાગળ હજુ સુધી આપણને નિરંતર વિનવ્યા કરે છે. કેમ? કારણ કે તેમાં તે મહાન ભક્તે આમ લખ્યું હતું, કે ''મંડળીને હું એમ કહેવા માગું છું, કે જ્યાં સુધી આ પ્રાંતમાં (કાઠિયાવાડમાં) છ મજૂર, એટલે









રેવ. રોબર્ટ મોંટગમરી

રેવ. જેમ્સ મકી

રેવ. આદમ ડી. ગ્લાસગો

રેવ. જેમ્સ વૉલેસ

રાજકોટમાં બે, પોરબંદરમાં બે અને ઘોઘા તરફ બે, એવા છ કામદાર નહિ હોય, ત્યાં સુધી ધર્મપ્રચારનું કામ આદરેલું કહેવાય જ નહિ, એમ સમજવું.'' આ પત્રનો માતુશ્રી મંડળીએ શો પ્રત્યુત્તર આપ્યો, તે આપણે હવે પછી જોઇશું.

કેર સાહેબના અકાળ અવસાનના દુ:ખદ સમાચાર ઓક્ટોબરની ૯મીએ આયર્લાંડ પહોંચ્યા. તે દિવસે રવિવાર હતો. સવારની ભજનસેવા ચલાવ્યા બાદ ડૉ. મોર્ગન સાહેબ બોધાસન પરથી ઊતર્યા, કે તરત આ શોકજનક ખબર આપનારો ગ્લાસ્ગો સાહેબનો પત્ર તેઓને આપવામાં આવ્યો. તે વાંચીને તેઓને મૂર્ચ્છા જેવું થઈ આવ્યું. પછી શુદ્ધિમાં આવ્યા બાદ તેઓ રડી પડયા. ઘેર જઇને તેઓએ પોતાની રોજનીશીમાં એવી નોંધ કરી, કે "અમારા પર અંધકાર છવાઇ રહેલો છે. પણ ઇશ્વિર અમારો જે બચાવ કરશે, તે જ્યાં સુધી મને દેખાય નહિ, ત્યાં સુધી હું શાંત થઈને ઊભો રહીશ."

"ઇશ્વિર અમારો બચાવ કરશે!" કેવો દૃઢ વિશ્વાસ! અને થોડી જ વારમાં ઇશ્વિરે તેઓનો બચાવ કર્યો પણ ખરો. કાર્યવાહક સમિતિએ બીજા બે સાહેબોને મોકલવાનો નિર્ણય ક્યારનોય કર્યો હતો, પણ હવે મરહૂમ કેર સાહેબે કરેલી વિનંતી સ્વીકારીને ઓક્ટોબરની ૧૮મીએ તેઓએ છ સાહેબોને મોકલવાનો ઠરાવ કર્યો. આ ઠરાવાનુસાર કેટલાક પાળકો તથા લાઇસેન્શીએટો પર પત્રો લખવામાં આવ્યા, તેઓમાંના છ ભાઈઓએ કાઠિયાવાડ જવાની પોતાની તૈયારી જણાવી. જોઇએ તેવા તંદુરસ્ત નહિ હોવાને લીધે આ છમાંનાં બે નામ કમી કરવાં પડયાં, ત્યાર પછી જે ચાર સાહેબ રહ્યા, તેઓનાં નામ નીચે પ્રમાણે છે:—

રેવ. આદમ ડી. ગ્લાસ્ગો;
રેવ. જેમ્સ મકી;
રેવ. રોબર્ટ મંટગમરી;
રેવ. જેમ્સ સ્પીર્સ.

સને ૧૮૪૨ના જાન્યુઆરીની ૧૨મીએ તે ચાર સાહેબોને ઘણા આનંદસહિત "જુદા પાડવામાં" આવ્યા. શોકમાંથી આનંદ, અને મરણમાંથી જીવન ઊપજ્યું હતું. દૂર રણક્ષેત્રમાં પ્રભુના એક બહાદુર સૈનિકે પ્રાણાર્પણ કર્યું હતું, પણ હવે ખાલી પડેલી જગાએ બીજા ચાર સેવકો ઊભા રહીને યુદ્ધ ચલાવવા સજ્જ થએલા જણાય છે.

રેવ. એ. ડી. ગ્લાસ્ગો સાહેબ તથા રેવ. રોબર્ટ મંટગમરી સાહેબ ફેબ્રુઆરીની ૧લી તારીખે ઊપડીને મિસરમાં થઇને માર્ચની ૧૪મીએ વહેલા આવી પહોંચ્યા. રેવ. જેમ્સ મકી તથા રેવ. જેમ્સ સ્પીર્સ જુલાઇની ૭મીએ નીકળીને દક્ષિણ આફ્રિકામાં થઇને ડીસેંબરની ૨૨મીએ આવી પહોંચ્યા.

સને ૧૮૪૨ના જુન માસમાં જ્યારે માતુશ્રી મંડળીની મહાસભાની વાર્ષિક બેઠક થઈ, ત્યારે કાઠિયાવાડમાં એક નવી વડીલસભાની સ્થાપનાની મંજૂરી આપવાનો ઠરાવ કરવામાં આવ્યો. તે ઠરાવની નકલ રેવ. જેમ્સ મકી સાહેબને સોંપવામાં આવી, તેને આધારે **સને ૧૮૪૩ના જાન્યુઆરીની ૩૦મીએ કાઠિયાવાડની વડીલસભા**ની સ્થાપના થઈ.

[જ્યાં સુધી સને ૧૯૦૦માં "ગુજરાત તથા કાઠિયાવાડ" નામની વડીલ-સભાની સ્થાપના થઈ નહોતી, ત્યાં સુધી આજકાલ માનવંત "મિશન કાઉન્સિલ" જે ધોરણ પ્રમાણે કામ ચલાવે છે, તેજ ધોરણ પ્રમાણે ૫૭ વર્ષ સુધી "કાઠિયાવાડની વડીલસભા" કામ ચલાવતી હતી (પછીથી તેનું નામ "કાઠિયાવાડ તથા ગુજરાતની વડીલસભા," એવું પાડવામાં આવ્યું). સને ૧૯૦૦માં જે દિવસે "ગુજરાત તથા કાઠિયાવાડની વડીલસભા" સ્થાપન થઈ, તેજ દિવસે "મિશન કાઉન્સિલ"ની પણ સ્થાપના થઈ, અને ત્યારથી આ બે સંસ્થા પોતપોતાનાં ધોરણ પ્રમાણે કામ ચલાવે છે.]

આ સભાની પહેલી બેઠકમાં જે પાંચ સાહેબો હાજર હતા, તેઓને જુદે જુદે સ્થળે મોકલવાનો એવો નિર્ણય કરવામાં આવ્યો, કે એ. ડી. ગ્લાસગો સાહેબ પોતાના ભાઈની સાથે રાજકોટમા રહે; મંટગમરી સાહેબ પોરબંદર જાય; સ્પીર્સ સાહેબ પણ પછીથી પોરબંદર જાય; અને મકી સાહેબ ઘોઘા જઈને રહે.

આ પ્રમાણે પાંચ મજૂરોને ફસલમાં મોકલવામાં આવ્યા હતા. પણ શું મરહૂમ કેર સાહેબે ૭ મોકલવાની વિનંતી કરી નહોતી? કરી હતી ખરી, પણ સમય આકરો હતો. સ્કૉટલાંડમાંની મંડળીમાં ભારે મતભેદ પડયાને લીધે તે મંડળીની બે શાખા ઉપસ્થિત થઈ હતી. તે બન્નેને પાળકોની ઘણી જરૂર પડી. આ કારણને લીધે આપણી માતુશ્રી મંડળીમાં પાળકોની ઊણપ થઈ, જેથી એમ બન્યું કે ફસલને સારૂ પણ મજૂરોની તંગી પડી. પરંતુ ૧૮૪૫માં આ દેશના લશ્કરી ખાતાના એક ધાર્મિક જુવાન અમલદારના ઉત્સાહથી આ ગાંઠનો ઉકેલ થયો. કામદારોની ઘણી જ જરૂર છે. એવું જાણીને તેઓ સાહેબે મંટગમરી સાહેબ પર લખીને બીજા એક મિશનરીની નિમણૂક થઈ શકે, માટે પોતે દર માસે રૂ. ૬૦ આપવાનું વચન આપ્યું. આ ઉત્તેજનદાયક વાત મંટગમરી સાહેબે ડૉ. મૉર્ગન સાહેબને લખી જણાવી. તેને પરિણામે મહાસભાએ વાલ્યાંટ સાહેબે કરેલી હાકલ સ્વીકારી, અને રેવ. જેમ્સ વાલેસ સાહેબની નિમણૂક સપ્ટેમ્બર માસમાં કરવામાં આવી. તેઓ સાહેબ તથા તેમનાં મડમ સાહેબ ડીસેંબરમાં ઊપડયાં, અને મુંબઈમાં તથા સુરતમાં થોડો વખત રહીને આખરે સને ૧૮૪૩ના માર્ચની ૨૩મીએ ઘોઘે પહોંચ્યાં.

દાણો જમીનમાં પડીને મરી ગયો હતો, તેનું આ ઘણું ફળ ઊપજ્યું હતું. આ નાના બીમાંથી આપણું આખું મિશન નીપજ્યું એમ કહીએ, તો ચાલે. ખરેખર, રેવ. આલેકસાંડર કેર સાહેબ મૂએલા હોવા છતાં હજુ બોલે છે.

## V. ફસલનું પ્રથમફળ

ઉપર જણાવેલા ઠરાવ પ્રમાણે રેવ. રૉબર્ટ મંટગમરી સાહેબ પોરબંદર રહેવા ગયા. તેઓની સાથે જેમ્સ ગ્લાસ્ગો સાહેબ પણ તેઓની મદદે ગયા. પોરબંદર તો રહેવા લાયક સ્થળ છે. દરિયા કિનારે આવેલું હોવાને લીધે તે સ્વચ્છ છે, અને તેનાં હવાપાણી એકંદરે તંદુરસ્તીને અનુકૂળ છે. તે ઉપરાંત આપણા સાહેબોને તે તરફ આકર્ષાવાનું બીજું એક સબળ કારણ એ હતું, કે અંગ્રેજોની પૂર્વ હિન્દ નામની જે મોટી સંસ્થા ( East India Company ) તે સમયે આ દેશમાં ચાલતી હતી, તેના જે અમલદારો પોરબંદરમાં રહેતા હતા, તેઓ ધાર્મિક સ્વભાવના તથા આપણા કામદારોને મદદ આપે, એવા હતા.

હવે મંટગમરી સાહેબની ગુજરાતી શીખવાની પહેલી જ ફરજ હતી, તેથી અબ્દુલ સલામ નામના એક મુસલમાનભાઈને તેઓએ મુનશી તરીકે રાખ્યા. અબ્દુલ હોશિયાર હતા, પણ એમનાથી હોશિયાર તેમના મોટા ભાઈ અબ્દુર રહેમાન હતા. બેઉ ભાઈ પોતાના પિતા જેવા મોલવી હતા. અબ્દુર ભણેલા હતા, એટલું જ નહિ પણ તે ધર્મપરાયણ હતા. ઘણાં વર્ષથી તે સત્યની શોધ કરવામાં તલ્લીન હતા. તેમના પિતા મીર મહમ્મદ હાજી હતા, અને તેમણે પોતે પણ હજ કરી હતી. વારંવાર તે એકાંતે જઈને બે દિવસ પ્રાર્થના તથા મનન કરવામાં કાઢતા. એક વખત તેમણે એવી જ રીતે છ મહિના પણ ગાળ્યા. ધર્મ પ્રત્યેનું આ તેમનું વળણ એમના લોકથી અજાણ્યું નહોતું. આ વાત તેમના પિતા જાણતા હતા, અને તે તેમની સ્ત્રી મરિયમ તથા તેમનાં છોકરાંની જાણ બહાર પણ હોઈ શકે નહિ. વળી અબ્દુર ચારિત્ર્યવાન છે, તેમને જે કંઈ સત્ય જણાય, તેનું ગ્રહણ કર્યા વગર તે નહિ જ રહે, એ પણ તેઓ સહુ જાણતાં હતાં. મંટગમરી સાહેબ પોરબંદર રહેવા આવ્યા, તે પહેલાં મહમ્મદ એકલા ઈશ્વરના પેગંબર છે, એ પોતાના ધર્મનો જે મૂળસિદ્ધાંત છે, તે તેમણે ક્યારનોએ છોડી દીધો હતો. એક નવા ધર્મોપદેશક આ ગામમાં આવેલા છે, તે જાણીને અબ્દુરને કેટલો બધો આનંદ થયો હશે! તે પોતાના ભાઈની સાથે સાહેબને ત્યાં જવા લાગ્યા, અને અબ્દુર અબ્દુલ કરતાં ભણેલા છે, તે જોઈને સાહેબે બન્ને ભાઈઓને પંડિત તરીકે રાખ્યા. હવે મારી તરસ છિપાવવામાં આવશે, એવી અભિલાષાએ અબ્દુર રોજરોજ બેચાર કલાક સુધી સાહેબની સાથે બેઠાં બેઠાં ધર્મ વિષેનો પ્રશ્નોત્તર ચલાવ્યા કરતા. રસ્તો તો લાંબો લાગ્યો, યુદ્ધ દારુણ હતું. મનમાં ઊછળતા તરંગ એકદમ

શાંત પડયા નહિ. તો પણ આખરે તે છચ્છેલે બંદરે પહોંચી ગયા. ઈશ્વરને પુત્ર કેમ હોય, તે સવાલ ઘણા વખત લગી તેમને નડતરરૂપ લાગતો હતો, પણ એક દિવસે "શબ્દ સદેહ થયો," તે વચનપરથી એવો પ્રકાશ તેમના મનમાં પ્રસરી ગયો કે ઇશ્વિરની ત્રિએકતા માનવા અને પ્રભુ ઈસુને પોતાના તારનાર તરીકે કબૂલ કરવા તે તૈયાર થયા.

અત્યાર સુધી તેમની સ્ત્રી તેમની સાથે સંમત થઇને ઓછોવત્તો અભ્યાસ કરતી હતી, પરંતુ જ્યારે અબ્દુર પ્રભુ ઈસુનો અંગીકાર કરવાના નિર્ણય પર આવ્યા, ત્યારે પાછી ફરી જઇને તણે તમને આમ નહિ કરવાને આંસુસહિતના કાલાવાલા કરવા માડયા. પણ અબ્દુર મક્કમ રહ્યા, અને સને ૧૮૪૩ના ઓકટોબરની ૮મી તારીખે રવિવારે બીજા એક ઉમેદવાર તથા પૂર્વ હિન્દની કમ્પનીના બે અમલદારોની આગળ મંટગમરી સાહેબના હાથથી તેમનું બાપ્તિસ્મા થયું. કાઠિયાવાડમા આપણા મિશનના કામનું પ્રથમફળ તે હાજી અબ્દુર રહેમાન હતા.

હાજી અબ્દુર ખ્રિસ્તી થએલા છે, એવી વાત પવન વેગે ગામમાં ફેલાઈ ગઈ, અને મીર મહમ્મદના ઘર પર હુમલો કરવાના ઈરાદાથી પુષ્કળ માણસ ઉશ્કેરાઇને ત્યા આગળ ભેગા થયા, પરંતુ અમલદારોની મદદથી તેઓને એમ કરતા અટકાવવામાં આવ્યા. પણ ઘાણીએ ઘાલીને પીલવાની બીક બતાવીને તેઓએ જબરદસ્તીથી મીર મહમ્મદની પાસે પોતાના દીકરા અબ્દુરનો ઇન્કાર કરવાની કબૂલાતની સહી લેવડાવી તેને મૂત થએલા ગણીને હું તેની સાથે કંઈ પણ સંબંધ નહિ રાખતાં હવે પછીથી તેને મારા ઘરમાં પગ મૂકવા નહિ દઉં, એવો તેમણે તેમને કરાર લખી આપ્યો. આ કરાર પ્રમાણે અબ્દુરને પોતાના પિતા, સ્ત્રીછોકરાં અને ભાઈબહેનો પાસેથી હાંકી કાઢવામાં આવ્યા. સાહેબોની વિરુદ્ધ પણ જાતજાતની અફવાઓ ઉડાડવામાં આવી. મંદિરોમાં જઇને તેઓએ મૂર્તિઓનું અપમાન કર્યું છે, એવો ઢંઢેરો પિટાવીને મુસ્લીમ નેતાઓએ હિન્દુઓને ઉશ્કેર્યા. શહેરમાં હડતાળ પાડવામાં આવી, અને રાણા સાહેબે પણ આ જૂઠી વાતથી ભંભેરાઇને મૂર્તિઓને કરાએલા અપમાનને લીધે ઉપવાસ પાળવાનું ફરમાવ્યું જ્યારે કમ્પનીના અમલદારોએ આ આક્ષેપોની તપાસ કરી, ત્યારે તે વાત તદ્દન જૂઠી જણાઈ.

એટલામાં અબ્દુર સાહેબોના શરણાગત થયા હતા. પોતાના વહાલા કુટુંબથી તે અલગ કરાએલા હતા ખરા, પણ નિરંતર તેમનું સ્મરણ કરતાં કરતાં તે તેઓને સારૂ પ્રાર્થના કર્યા કરતા. સાહેબે તેમને ઉપદેશકનું કામ આપ્યું, અને તેમનો પગાર ઉપર વર્ણવેલા વાલ્યાંટ સાહેબ પૂરો પાડતા હતા. બધી બાબતો વિષે સાહેબો બનતી કાળજી રાખતા હતા, છતાં જોખમ એટલે સુધી

વધી ગયું કે છેવટે અબ્દુરના જીવના બચાવને અર્થે તેમને સુરત મોકલી દેવાની જરૂર પડી. પણ વાવેલાં બી નિષ્ફળ ગયાં નહિ. કરાએલી પ્રાર્થનાઓ ભણી ઈશ્વરે કાન બંધ કર્યા નહોતા. સોળ મહિના પછી અબ્દુરના સત્તર વર્ષના વડા દીકરા અબ્દુલે પ્રભુ ઈસુનું નામ કબૂલ કરવાનો ઇરાદો જાહેર કર્યો, અને ફરીથી ધાંધળ ન થાય, તે માટે રાજકોટ જઇને, ત્યાં સને ૧૮૪૫ના ફેબ્રુઆરીની ૩જી તારીખે ગ્લાસગો સાહેબના હાથથી તે બાપ્તિસ્મા પામ્યા. હવે શહેરના કોટની કાંકરીઓ ખરવા માંડી છે.

તે અરસામાં, અબ્દુર સુરતમાં માંદા પડ્યા છે, એવી ખબર સાંભળીને ધણીની પાસે જવાની સખ્ત મના હોવા છતાં તેમની સ્ત્રી પોતાના ધણીની સારવાર કરવા દોડી. તેઓ ભેગાં થયાં, કે તરત સમાધાન થયું, અને એની ૧૮મીએ અબ્દુરની સ્ત્રીનું તથા તેમની બે દીકરીઓનું બાપ્તિસ્મા સ્પીર્સ સાહેબના હાથથી થયું. પોતાનાં છોકરાં તેડી લાવવા જ્યારે તે પોરબંદર પાછા ગયા, ત્યારે પહેલાંની માફક ધમાલ થઈ, અને લોક વરસાવેલા શાપો નીચે તેઓને ત્યાંથી નીકળવું પડ્યું. પણ જેઓ પ્રભુની પાંખો તળે સુરક્ષિત રહેલા છે, તેઓને માણસોથી શું થાય?

"આત્મિક યુદ્ધે ઢાલ ખરી તું,
શત્રુબાણ ન વાગે રે."

હવે મીર મહમ્મદ અને અબ્દુલ સલામ એકલા રહેલા હતા, તેમનું શું થયું? મીર મહમ્મદ હાલ ચોર્યાસી વર્ષના વયોવૃદ્ધ હતા. તે આરબ વંશના એક જૂના કુટુંબના છેલ્લા રહેલા વડીલ હતા. તે ધર્માંધ નહિ, પણ ધર્મચુસ્ત હતા. પરંતુ તેમણે પોતાના ઘરમાં ખ્રિસ્તી ધર્મનો પ્રવેશ થવા દીધો છે, તેને લીધે બીજા મુસ્લીમ લોક ઘણા ઉશ્કેરાઈ ગયા, અને મીઠી નામની મસ્જીદની લગોલગ તેમનું ઘર હતું, તેનો એક ખંડ તેઓએ તેમની લાગણી દુખાવવા સારૂ તેમની પાસેથી પડાવી લીધો. પણ આથી તેમની હિંમત હારી ગઈ નહિ પણ પ્રબળ થઇ, અને આખરે તેમને પણ જે સ્વર્ગીય દર્શન થયું હતું, તે માનીને નીડરપણે સહુની આગળ પ્રભુ ઈસુનું નામ કબૂલ કરીને સને ૧૮૪૬ના જાન્યુઆરીની ૨૫મી તારીખે તેઓ બાપ્તિસ્મા પામ્યા. તેજ વખતે અબ્દુલ સલામનું બાપ્તિસ્મા પણ થયું. આમાં અબ્દુલની સ્ત્રી મરિયમ કટ્ટો વિરોધ કરે છે, એ જાણીને અબ્દુલના દુશ્મનોએ મરિયમબાઈને સમજાવીને ધણીધણીઆણીને એક બીજાથી જુદાં પાડવા ઘણા પ્રયત્નો કર્યા. પરંતુ મરિયમે વેરીઓની ખોટી વાતોની અવગણના કરીને પોતાના ધણીનો પક્ષ લીધો અને તે પણ

શાસ્ત્રનો અભ્યાસ કરવા લાગી. સ્વભાવે તે મિજાજી હતી, પણ શાસ્ત્રશિક્ષણની અસરથી તે આ કસૂરથી ધીમે ધીમે મુક્ત થતી હતી. એટલામાં તે કોગળિયાના ભયંકર રોગથી માંદી પડી. ઈશ્વરકૃપાએ તે તેમાંથી બચી ગઇ, અને પ્રભુની જ દયાથી મારો બચાવ થયો છે, એવું માનીને તેણે સને ૧૮૪૬ના ઑગસ્ટ માસમાં બાપ્તિસ્મા લીધું. આટલી જ થોડી મુદતમાં પોરબંદરમાં વાવેલાં બીએ પ્રભુના નામના મહિમાને અર્થે સોગણું ફળ આપ્યું. ત્રણ વર્ષની અંદર આ નામાંકિત કુટુંબમાંનાં તેર જણે બાપ્તિસ્માદ્વારા ખ્રિસ્તની મંડળીમા પ્રવેશ કર્યો હતો. જ્યા સુધી ગુજરાતમાંની ખ્રિસ્તી મંડળી ટકી રહે, ત્યાં સુધી હાજી અબ્દુર રહેમાન જે પ્રભુના ચરણ આગળ ધરેલા પ્રથમફળ જેવા હતા, તેમનું નામ પણ ટકી રહેશે જ.

જિંદગી પર્યંત અબ્દૂર સુરતમાં રહ્યા. તેઓ મિશનની પ્રાથમિક નિશાળો પર દેખરેખ રાખતા હતા, તેમજ હાઇ સ્કૂલનાં નીચલાં ધોરણમાં શાસ્ત્ર શીખવતા હતા. સહુ કોઈ તેમના પર પ્રેમ રાખતા હતા, અને "મુનશી" એવા માનપૂર્વક નામથી તેમને બોલાવતા હતા. "અબ્દૂરે બજાવેલી સેવા ઘણી પ્રશંસનીય છે," એવી અથવા એના જેવી નોંધ મિશનના દરેક વાર્ષિક રિપોર્ટમાં મળી આવતી હતી. સને ૧૮૭૪માં તેમને મોતિયાં આવ્યાં, તોય તેઓ પોતાનું કામ ચાલુ રાખતા હતા, અને સને ૧૮૭૭માં જ્યારે મિસ ફોરેસ્ટ સાહેબના હાથથી મિશનનું એક દવાખાનું ખોલવામાં આવ્યું, ત્યારે દર સવારે હાજર થઇને તેઓ ત્યાં આવેલાં દરદીઓની આગળ દિલાસામય સુવાર્તા ઘણા માયાળુપણાથી પ્રગટ કરતા હતા. આખરે "જેમ પાકેલા ધાન્યનો પૂળો તેની મોસમે ઘેર લવાય છે," તેમ સને ૧૮૯૩ના માર્ચની ૨૯મી તારીખે મુનશી અબ્દૂર પૂરી વયે લાંબા દિવસની અતિઘણી સફળ મહેનત કર્યા બાદ પોતાના પ્રભુમાં ઊંઘી ગયા.

મુનશીની મોટી દીકરી દાદાબાઈનાં લગ્ન ધનજીભાઈ નવરોજજી સાથે થયાં. આયેશા નામની તેમની બીજી દીકરી કુંવારી રહી, તે પહેલવહેલા સ્વયંસેવિકા તરીકે અને પછી સેવિકા તરીકે અનાથાશ્રમમાં તથા કન્યાશાળામાં જિંદગી પર્યંત ઉત્તમ કામ કરતાં હતાં.

આપણે તેમનું અનુકરણ કરીને વિશ્વાસની સારી લડાઈ લડીએ, તે માટે પ્રભુના આ ભલા તથા વિશ્વાસુ જૂના સેવકની વાત આટલા લંબાણથી વર્ણવેલી છે. મૂએલાઓને સારૂ કોણ બાપ્તિસ્મા પામવા તૈયાર છે?

## VI. આગળ વધનાર મેઘસ્તંભ

### (૧) સુરત (૧૮૪૬)

હવે બીજી વાતો પડતી મૂકીને (કેમકે તેમનો સમાવેશ થાય, એમ નથી) જે અદ્‌ભુત ચિહ્નો વડે પ્રભુ પોતાના સેવકોને આગળ દોરી લઈ ગયો, તે પર આપણે લક્ષ લગાડીએ.

રાજકોટ, પોરબંદર અને ઘોઘા, તે ત્રણ જુદે સ્થળે વડીલસભાએ મિશનરીઓને રાખવાનો જે ઠરાવ સને ૧૮૪૩માં કર્યો હતો, તે પ્રમાણે સાહેબોની નિમણૂક પણ થઈ હતી. પરંતુ તે સ્થળોમાં સાહેબોને સારૂ કાયમ રહેવાની સગવડ કરવામાં આવી નહોતી. રાજકોટમાં ભાડાના જે બંગલામાં તેઓ રહેતા હતા, તે લશ્કરીખાતાના અખત્યારમાં હતો, એટલે જ્યારે કંઇ કારણસર તે ખાતાને તેની જરૂર જણાય, ત્યારે આપણા સાહેબોને તે ખાલી કરવો પડે, એવી શરતે તેઓને તેમાં રહેવાની પરવાનગી મળી હતી. એવા પ્રકારની શરત હોવાને લીધે સને ૧૮૪૩માં તેઓને ત્યાંથી નીકળી જુનાગઢ જતા રહેવું પડ્યું, ત્યાં કપ્તાન જેકબ સાહેબની સલાહથી નામદાર નવાબ સાહેબે તે પ્રતિકૂળ સંજોગોમાં તેઓને આશ્રય આપ્યો. જો એવી પ્રસંગોપાત સહાય તેઓને કરવામાં આવી નહિ હોત, તો કાઠિયાવાડ પ્રાંત છોડી દેવો પડત. "ઇશ્વરનો હાથ તેને શોધનાર સઘળાં પર હિતકારક છે."

જુનાગઢમાં જ્યારે તેઓ ભેગા થયા, ત્યારે ઊપજેલી પરિસ્થિતિ માતુશ્રી મંડળીને જાહેર કરીને બંગલા બંધાવવાની રજા માગવાનો તેઓએ ઠરાવ કર્યો. ત્રણ બંગલા બંધાવવાનું ખર્ચ અમને ભારરૂપ લાગશે, એવું જાણ્યા છતાં કાર્યવાહક સમિતિએ અરજી સ્વીકારી, અને માગેલી રજા આપીને જોઇતા પૈસા મોકલવાનું વચન પણ આપ્યું. આ ઠરાવ પ્રમાણે સને ૧૮૪૫માં રાજકોટ તથા ઘોઘામાં મિશનના જે બે બંગલાઓ હાલ છે, તે બંધાઈ ગયા.

પ્રભુની મંડળી પણ ધીમે ધીમે બંધાતી ગઈ. તે સમયે કેશવરાવ નામના એક ગોસાઇ પ્રભુ ઇસુ ખ્રિસ્તનો સ્વીકાર કરીને રાજકોટમાં સને ૧૮૪૫ના ઑગસ્ટની ૧૮મી તારીખે ગ્લાસ્ગો સાહેબના હાથથી બાપ્તિસ્મા પામ્યા. કેશવરાવ અબ્દુર રહમાન જેવા ધર્મશોધક હતા. તે મહારાષ્ટ્રના વતની હતા. ત્યાંના કેટલાક ગરીબ ખ્રિસ્તીઓના મુખથી તેમણે પહેલવહેલાં આત્માની તૃપ્તિ આપનાર સુવાર્તા સાંભળી. આ સુસમાચાર સાંભળ્યા બાદ કૃષ્ણ કે ખ્રિસ્ત, કોણ સાચો છે, તે સવાલનો ઉકેલ કરવા માટે તેઓએ ખુબ જ અભ્યાસ કર્યો. આખરે પૂને જઇને તેઓએ ત્યાના એક મિશનરીની મુલાકાત લઇને જણાવ્યું,

કે "સાહેબ, ઇસુ ખ્રિસ્તનો સેવક થવાનો મેં નિશ્ચય કર્યો છે." સાહેબે તેમનું કહ્યું માન્યું, પરંતુ તેમનું બાપ્તિસ્મા થયું તે પહેલાં તેમના હિન્દુ મિત્રોએ તેમનું મન ફેરવી નાખ્યાથી ઇશ્વરપ્રાપ્તિ કરવાની આશાએ તેઓ કાઠિયાવાડમાંનાં તીર્થસ્થાનોનાં દર્શન કરવા ગયા. ત્યાંની ગોસાંઇઓની એક ટોળીની સાથે જોડાઇને અગિયાર વર્ષ સુધી આમતેમ રખડતાં તેઓ દેહકષ્ટ વડે પોતાના આત્માની તૃષ્ણા છીપાવવા સતત મહેનત કરતા રહ્યા. તે અરસામાં ગ્લાસ્ગો સાહેબ અને મડમ સાહેબ પોરબંદર તરફ મુસાફરી કરતાં ખંડેડા ગામ બહાર નાખેલા તંબુમાં ઊતરેલાં હતાં. ત્યાં સાહેબની સાથે કેશવરાવનો મેળાપ થયો, અને પછીથી રાજકોટ આવીને વધુ શિક્ષણ મળ્યા પછી તેમનું બાપ્તિસ્મા ગ્લાસ્ગો સાહેબના હાથથી થયું. તેઓ ઉપદેશક થયા, અને ઘણાં વર્ષ સુધી પુસ્તક વેચવાનું ઘણું સંતોષકારક કામ કર્યા બાદ સને ૧૮૭૫માં સંપૂર્ણ વિશ્વાસે તેઓ મરણને શરણ થયા.

આ વખત દરમિયાન ઘોઘામાં પણ મંડળીનો પાયો નાખવામાં આવ્યો હતો. પણ પોરબંદરનું શું? ત્યાં પણ પ્રભુ પર વિશ્વાસ કરનારાઓ મંડળીમાં ઉમેરાતા જતા હતા. સને ૧૮૪૫ની આખરમાં છ ઉમેદવારોનું બાપ્તિસ્મા થયું. પરંતુ આથી અન્યધર્મીઓનો વિરોધ એટલે સુધી વધી ગયો, કે તે સહેવાય નહિ. સાહેબોએ એક ઘર વેચાતું રાખ્યું હતું, પણ રાણા સાહેબે પોતાને તે વેચી નાખવાની તેઓને ફરજ પાડી. આપણે સારૂ પ્રભુએ કામ કરવાનું જે મહાન દ્વાર ખુલ્લું મૂક્યું હતું, તે હવે તેણે બંધ થવા દીધું હોય, એમ લાગ્યું. તો પણ જ્યાં અબ્દુર રહેમાન તથા મીર મહમ્મદ જેવા શૂરવીર શાહેદો ઊભા થયા હતા, તે સ્થળ કેમ કરીને છોડી દેવાય?

સો વરસ ઉપરના પોરબંદરની પણ એવી જ વાત છે. પરંતુ હાલનું વાતાવરણ તદ્દન જુદુંજ છે. હાલના માનવંત મહારાજા રાણા સાહેબ સર્વ કોમ પ્રત્યે સમભાવ જ રાખે છે. આપણાં ખ્રિસ્તી ભાઈબહેનોને હવે કોઈ પણ પ્રકારની અડચણ નથી એટલું જ નહિ પણ પ્રાર્થનામંદિરની જે ભારે ખોટ છે તે શતાબ્દિના સ્મરણાર્થે પૂરી પાડવાનો વડીલસભાએ જે ઠરાવ કર્યો છે, તે પાર પાડવાને માટે રાણા સાહેબે મદદ કરવાનું વચન પણ આપ્યું છે.

નિરુપાય થઇને પ્રભુના સેવકો હજુ આ સવાલના કોઈ પણ નિર્ણય પર આવ્યા નહોતા, એટલામાં મોટું તથા કાર્યસાધક એવું બીજું દ્વાર તેઓને દોરી લઈ જનાર ઇશ્વરે તેઓને સારૂ ઉઘાડયું, જેથી પોરબંદર છોડીને તેઓ સુરતમાં તથા સુરતદ્વારા આખા ગુજરાતમાં પ્રવેશ કરી શક્યા. એમ કેમ બન્યું?

લંડન મિશનરી સોસાયટી નામની જે ધર્મપ્રચારક મોટી સંસ્થા છે, તેના તરફથી સને ૧૮૦૪માં બે મિશનરીઓને સુરત મોકલવામાં આવ્યા હતા, પરંતુ તે

વખતે કામ શરૂ કરવાના તેમના પ્રયાસ નિષ્ફળ થયા. પણ સને ૧૮૧૫માં જ્યારે રેવ. વિલ્યમ ફાઇવી સાહેબ તથા રેવ. જેમ્સ સ્કીનર સાહેબ સુરત આવ્યા, ત્યારે તેઓની મહેનત સફળ થઇ. બે વર્ષની અંદર તેઓએ નવા કરારનો તથા મુસાના "પંચગ્રંથ"નો તરજુમો તૈયાર કર્યો. પરંતુ તે છપાવવાનું કામ મુંબઈ જઇને કરાવવું પડતું હતું. મુંબઈ જતાં વાર લાગે છે તથા ખર્ચ પણ થાય છે, તે જોઇને તેઓએ સને ૧૮૨૦માં સંચાઓ મંગાવીને સુરતમાં આજે જે છાપખાનું છે તે ઊભું કર્યું. કામ સરળતાથી ચાલે, માટે સ્કીનર સાહેબે મુદ્રણકળા પણ શીખીને પોતે શાસ્ત્ર છાપવાનું કામ હાથમાં લીધું. પણ જેમ રાજકોટમાં સૂર્યોદય હજુ થયો નહોતો, એટલામાં રેવ. આલેકસાંડર કૈરનું અકાળ અવસાન થયું, તેમ સુરતમાં કામનો આરંભ હજુ બરાબર થયો નહોતો, એટલામાં રેવ. સ્કીનર સાહેબ સને ૧૮૨૧માં મરણ પામ્યા. પરંતુ બીજી સાલે રેવ. આલેકસાંડર ફાઇવી પોતાના ભાઇને કામમાં મદદ કરવા આવ્યા, અને તેઓ સાહેબની તનતોડ મહેનતથી આખા નવા કરારનો સુધારેલો બીજો તરજુમો સને ૧૮૩૨માં પ્રસિદ્ધ કરવામાં આવ્યો. ત્યાર પછી સને ૧૮૩૯માં બીજા બે મિશનરી, એટલે કલાર્કસન સાહેબ તથા ફલાવર સાહેબ આવ્યા, પણ સને ૧૮૪૦માં આલેકસાંડર ફાઇવી સાહેબના મરણથી તે મિશનને ભારે ખોટ લાગી. (ફરીથી જ્યારે શાસ્ત્રનો તરજુમો સુધારવાનું શરૂ કરવામાં આવ્યું, ત્યારે તે ખોટ પૂરી પાડવા માટે આપણા મિશનના રેવ. જેમ્સ ગ્લાસગો સાહેબ પણ તે સમિતિના સભ્ય નિમાયા.) સત્શાસ્ત્રનો તરજુમો કરવાના ભગીરથ પ્રયાસમાં પરોવાએલા હોવા છતાં તે બે ભાઇઓ એક ભવ્ય પ્રાર્થનામંદિર બંધાવવામાં તેમજ જે મિશન હાઈ સ્કૂલ આજસુધી વધતા જતા વૈભવથી ચાલુ રહેલી છે, તેની સ્થાપના કરવામાં ફાવ્યા (૧૮૪૦).

તો સને ૧૮૪૪માં સુરત છોડી દેવાનો સવાલ ક્યાંથી ઉપસ્થિત થયો? ક્યાં કારણોને લીધે આવી ધગશ ધરાવનાર મહેનતુ કામદારો આવું સરસ ક્ષેત્ર મૂકી દેવા માગે? કારણ બે હતાં, એટલે કે (૧) અત્યાર સુધી ખેડેલી જમીન બિનફળદ્રુપ જણાઇ, અને (૨) સોસાયટીની વિશેષ મોટી સંસ્થાઓ દક્ષિણ તથા પૂર્વ હિન્દુસ્તાનમાં સ્થાપેલી હતી, તેમનાથી ઘણી છેટી હોવાથી સુરતની એકલી પડેલી સંસ્થા જોઇએ તેમ આગળ વધી શકે એવો સંભવ ન હતો. તે કારણોને લઇને તેઓએ આપણી માતુશ્રી મંડળીને સુરત આવીને આ મહાભારત કાર્ય ઉપાડી લેવાની વિનંતી કરી. આ વિનંતીનો શો જવાબ આપવો, તે વિષે જ્યારે કાર્યવાહક સમિતિએ આપણી વડીલસભાનો અભિપ્રાય પૂછ્યો, ત્યારે ફસલ તરફ જોતાં જો કે જોઇએ તેટલા મજૂરોને હજુ સુધી મોકલવામાં આવ્યા નહોતા, તોપણ સુરત કેન્દ્રસ્થાનરૂપી સ્થળ છે તેમજ લંડન મિશનરી સોસાયટીના કામદારોથી ધર્મપ્રચારને લગતો અમૂલ્ય પુષ્કળ સરંજામ

ત્યાં તૈયાર કરવામાં આવેલો છે, તે કારણને લીધે આ તકનો લાભ નહિ ગુમાવતાં કરેલી અરજીનો સ્વીકાર કરીએ તો સારૂં, એવો વડીલસભાએ જવાબ આપ્યો. આ અભિપ્રાય મુજબ કારોબારી સમિતિએ સુરતમાં સોસાયટીની જે મોટી સંસ્થા હતી તે વેચાતી રાખવાનું કબૂલ કરીને તે ચલાવવા માટે મંટગમરી સાહેબ તથા સ્પીર્સ સાહેબને ત્યાં મોકલવાની વડીલસભાને સૂચના કરી. જો નવા કામદારોને મોકલવામાં આવ્યા હોત, તો વધારે સારૂં થાત; તોપણ મેઘસ્તંભે અમારી આગળ ચાલીને અમને આ માર્ગ દેખાડયો છે, એવો વિશ્વાસ રાખીને ઈશ્વરે જ્યાં જવાનું કહ્યું હતું, ત્યાં આપણા સાહેબો ગયા. અમારે શું કરવું, તે વાત તે સમયે બેશક મૂંઝાવા જેવી હતી, પરંતુ સુરતવાળા ક્ષેત્રમાંથી ખ્રિસ્તના નામના મહિમાને સારૂ હાલ જે જે સરસ ફળો ઊપજેલા છે, તે જોઇને આપણા સાહેબોએ તે સવાલનું જે નિરાકરણ કર્યું, તે તેઓએ વ્યાજબી જ કર્યું, તે વિષે શકને કયાં સ્થાન છે?

બંગલો, છાપખાનું, પ્રાર્થનામંદિર, હાઇ સ્કૂલ અને વિશ્વાસવાડી, એ સ્થળોનું લાયક વર્ણન કેમ કરીને કરીએ? ભવ્ય દેવળ તથા આનંદોત્સવને પ્રસંગે તેમાં પ્રભુની ભક્તિસેવા કરનાર ભરચક ભેગાં થએલાં ભાઈબહેનોનું ઉત્તેજનદાયક દર્શન કોને આનંદ ન પમાડે?

આપણામાંનો કોણ છે કે જે મિશન મુદ્રાણાલયનો આભારી નહિ હોય? આ તો યાંત્રિક જમાનો છે, અને હાલ શહેરેશહેર અને ગામેગામ સંખ્યાબંધ છાપખાનાં ચાલુ કરવામાં આવ્યાં છે, તોપણ ગુજરાતમાં કામ કરતી દરેક મંડળીને આપણું છાપખાનું અમૂલ્ય મદદ કરતું આવ્યું છે અને કરે છે. તેમાં પવિત્ર શાસ્ત્રની જુદી જુદી સુધારેલી આવૃત્તિઓ છપાવવામાં આવી છે, જેવી કે ૧૮૨૩ (ફાઇવી સાહેબકૃત), ૧૮૪૨–૧૮૬૧ (સમિતિના હાથથી), ૧૮૮૦-૧૯૦૩ (અંગ્રેજી સુધારેલી આવૃત્તિને આધારે) અને ૧૯૨૬–૧૯૨૮ (ડૉ. સ્કૉટ સાહેબકૃત). આ આવૃત્તિઓ આપણું મિશન પ્રેસનું છાપકામ છે. તે મહાભારત કામને લીધે પ્રભુના નામને ધન્યવાદ હો!

ખ્રિસ્તી સાહિત્ય તેમજ સુવાર્તાપ્રચારને લગતાં ચોપાનિયાં વધુ પ્રમાણમાં તૈયાર કરાવવાને સારૂ સને ૧૮૫૩મા ગ્લાસ્ગો સાહેબની મહેનતથી "ગુજરાત ટ્રાકટ ને બૂક સોસાયટી" સ્થાપન કરવામાં આવી, અને એજ ઇરાદાથી માતુશ્રી મંડળીએ સને ૧૮૭૮માં પૈસાની સારી રકમ મોકલીને "પબ્લીકેશન ફંડ"ની સ્થાપના પણ કરી. આ બે સંસ્થાઓથી જે શુભ કામ કરવામાં આવે છે, તે સહુ કોઈ જાણે છે. પણ આજકાલ આપણને જે જે પુસ્તકો સહુથી વહાલાં લાગે છે, તે કેટલાં બધાં જૂનાં છે, ને કદાચ દરેકની જાણમાં નહિ હોય. "કાવ્યાર્પણ"ની પ્રથમાવૃત્તિ સને ૧૮૭૩માં બહાર પડી; સને ૧૮૭૪માં "અરુણોદય," અને

સને ૧૮૭૮માં "સપ્રમાણ લઘુ પ્રશ્નોત્તરાવળી" પ્રસિદ્ધ કરવામાં આવી. સ્ત્રીકૃત પ્રથમ જ પુસ્તક સને ૧૮૮૭માં છપાવવામાં આવ્યું, એટલે મહુંમ ટેલર મડમ સાહેબે "સોનાનો દોરો" નામની જે વાર્તાનો તરજુમો અંગ્રેજી પરથી કર્યો, તે. આથી ઉત્તેજિત થઇને થોડાં વર્ષ બાદ, એટલે સને ૧૮૯૩માં. એસ્તરતેબાઈ ખીમચંદ-ભાઇએ "સ્ત્રીશૃંગાર" નામનું સુંદર પુસ્તક રચીને મિશન પ્રેસમાં છપાવ્યું.

"સત્યોદય" કોને યાદ નહિ હોય? સને ૧૮૬૦માં ટ્રાક્ટ સોસાયટી તરફથી તે મનગમતું માસિક પહેલવહેલું પ્રસિદ્ધ થયું. શરૂઆતે મદ્રાસની ખ્રિસ્તી માતૃભાષાની કેળવણી સંસ્થા તરફથી તેને નાણાંની મદદ મળતી હતી, પણ સને ૧૮૮૪માં તે મદદ બંધ થવાથી "સત્યોદય" છપાવવાનું બધું ખર્ચ ટ્રાક્ટ સોસાયટીને માથે પડયું.

નાની નાની ટ્રાક્ટોથી થએલી અસરની વાર્તાઓ જો અમે લખવા જઇએ, તો પાર ન આવે અને વખત ખૂટે. જ્યાં સુધી ન્યાયકાળનો છેલ્લો દહાડો નહિ આવે, ત્યાં સુધી મફત મળેલી અગર તો વેચાતી રાખેલી ટ્રાક્ટો વાંચવાથી કેટલા બધા આત્માઓને પ્રભુ ઇસુનું દર્શન થએલું છે, તેની સંખ્યા આપણાથી ગણાય નહિ. બોરસદ મંડળીની સ્થાપનાની વાત જ્યારે વાંચીશું, ત્યારે આનો એક અસરકારક દાખલો મળશે. ટ્રાક્ટો નાની છે ખરી, અને તેઓમાંની ઘણી જૂની પણ છે, તોયે તેમાં સમાએલી વાતો જીવતી છે. બોધભાષણ સાંભળવા જે ઊભો નહિ રહે, તેનું મન ઘણી વાર ટ્રાક્ટરૂપી તીરથી વીંધાઈ જાય છે. આ નવા શરૂ થએલા શતકમાં આપણે નવી ઢબનાં ચોપાનિયાં તૈયાર કરાવીને તેમનો વધુ ઉપયોગ કરવાનો નિશ્ચય કરીએ, તો કેવું સારૂં!

મિશન હાઈ સ્કૂલની શતાબ્દિનો આનંદોત્સવ ગયા માર્ચ મહિનામાં ઊજવવામાં આવ્યો, તે વખતે જાહેર કરેલો તેનો મનોરંજક ઇતિહાસ હજુ સર્વેને યાદ હશે. તોપણ જે અહીં આગળ નોંધ્યા વગર રહેવાય નહિ, એવાં તે સંસ્થા સાથે સંકળાએલાં કેટલાંક નામો છે. નિશાળની સ્થાપના થવા પછી થોડીજ મુદતમાં એક પારસી વિદ્યાર્થી ખ્રિસ્તી થયો. આ બનાવને લીધે શહેરના રહીશો લંડન મિશનની વિરૂદ્ધ એટલે સુધી ઉશ્કેરાઇ ગયા, કે દશ વર્ષ સુધી નિશાળ બંધ રાખવી પડી. જ્યારે તક મળી, ત્યારે આપણા મિશન તરફથી તે ફરીથી ખોલવામાં આવી. તોપણ જ્યાં સુધી રેવ. વિલ્યમ ડીકસન સાહેબ (૧૮૬૪–૭૧) નિશાળના પ્રિન્સીપલ સાહેબ નીમાયા નહિ, ત્યાં સુધી તેની સ્થિતિ ઘણી નબળી રહી. પરંતુ ડીકસન સાહેબ નિશાળની આખી સંસ્થાને વ્યવસ્થિત કરવામાં દીર્ઘદષ્ટિવાળા તેમજ કેળવણી આપવામાં બાહોશ હતા, જેથી થોડા સમયમાં મિશન હાઈ સ્કૂલ ઘણી પંકાતી થઈ, અને જોકે સાત વર્ષની ટૂંક મુદતમાં તેઓ સાહેબ મરણ પામ્યા, તોપણ તે નિશાળ તથા તેના

કામ તથા નામ પર તેઓએ જે ઊંડી છાપ પાડી, તે આજ સુધી મોજૂદ છે. તેઓ સાહેબના સમયમાં પ્રથમ જે ખ્રિસ્તી શિક્ષક નિમાયા, તે તો રામજીભાઈ મૂળજીભાઈ ડીકસન નામના હતા. વળી તેઓના સમયમાં કેટલાક વિદ્યાર્થીઓ ખ્રિસ્તી થયા, કે જેઓ આગળ જતાં સારી પાયરીએ ચઢયા. ડેવિડ મિ. વેલ્સ પણ ડીકસન સાહેબની મહેનતના ફળરૂપ હતા, તેઓ સને ૧૮૭૯માં બી. એ.ની પરીક્ષામાં પાસ થઇને ગુજરાતના પ્રથમ ખ્રિસ્તી સ્નાતક થયા. સુરતની સરકારી હાઈ સ્કૂલમાં તથા અમદાવાદ સરકારી હાઈ સ્કૂલમાં કેટલાંક વર્ષ નોકરી કર્યા બાદ સને ૧૮૯૫માં અમદાવાદમાંની મિશન હાઈ સ્કૂલના તેઓ મુખ્ય શિક્ષક નિમાયા. પરંતુ આ જગા પર તેઓ ચઢી શકે, તે પહેલાં તેમને ક્ષયરોગની અસર લાગી, જેને લીધે તેઓ બીજે જ વર્ષે મરણ પામ્યા. ડેવિડ મિ. વેલ્સની વાત યાદ કરવા લાયક છે. તેઓ જ્યાં રહેતા, ત્યાંની મંડળીની દરેક પ્રવૃત્તિમાં હોંસભેર ભાગ લઇને તેને ઉત્તેજીત કરતા. ડિકસન સાહેબ પછીથી જેટલા પ્રિન્સીપાલ થયા છે, તેઓ સર્વેએ તેઓ સાહેબના જેવા જ ઉત્સાહથી નિશાળની સેવા કરેલી છે, એટલે એ. એસ. જેર્વિસ સાહેબ (૧૮૭૯–૧૯૦૧), એ. એલ. બોઝ સાહેબ (૧૯૦૩–૧૯૩૧ રીટાયર્ડ), અને એમ. સી. બેનસન સાહેબ (૧૯૩૨). આપણુ સર્વે તેઓના આભારી છીએ.

ગુર્જર પ્રદેશમાં આકાશનું રાજ્ય સ્થાપન કરવામાં આ નિશાળે કેટલો ફાળો આપ્યો છે, એ જે કોઈ જાણવા માગે, તે શતાબ્દિના ઉત્સવ વખતે જેઓ હાજર હતા તેમને તે પૂછે. તે વખતે આ જૂનામાં જૂની નિશાળ પ્રત્યે સુરતના સર્વ વર્ગના નાગરિકોએ દર્શાવેલો પ્રેમભાવ, તેમજ માજી અને હાલના શિક્ષકો પ્રત્યે વિદ્યાર્થીઓએ બતાવેલો પૂજ્યભાવ જેણે નિહાળ્યો હશે, તેને આ નિશાળે શો ફાળો આપ્યો છે, તે સવાલનો જવાબ આપતાં લેશમાત્ર આચકો નહિ લાગે.

સુરત મૂકીને બોરસદ જવા નીકળતાં પહેલાં સુરત સંબંધીની બીજી એક વાત કરવાનું મન થાય છે, કે જે પરથી રાઇના જેવડા નાના બીમાંથી કેટલું મોટું ઘટાદાર વૃક્ષ થઈ શકે છે, તે દૃષ્ટાંત પૂરવાર થાય છે.

સાત વર્ષ સુધી મુંબઇવાળા ધનજીભાઈ નવરોજજીએ સુરતમાં રહીને ઉપદેશક તરીકે કામ કર્યું. હવે ધનજીભાઈ વણકરના છોકરાઓને માટે નિશાળો ખોલીને તેમને ભણાવવા ઉત્સુક હતા. પરંતુ ખોલેલી નિશાળોને માટે શિક્ષકો ક્યાંથી મેળવવા, એ સવાલ રહ્યો. આભડછેટને લીધે હિન્દુ મહેતાજીઓ એવી નિશાળોમાં કામ કરવા રાજી નહોતા. આખરે ભાણાભાઈ નામનો વણકરનો છોકરો મળી આવ્યો કે જે એક સાહેબને ત્યાં હમાલની નોકરી કરતો હતો, અને થોડુંક ભણેલો પણ હતો. જેવા ધનજીભાઇ ભણાવવાના

શોખીન, તેવો ભાણાભાઇ પણ વધુ ભણવાનો શોખીન હતો. આ વાત જ્યારે ધનજીભાઇના જાણવામાં આવી, ત્યારે તેમણે ભાણાભાઇને નિશાળના શિક્ષક તરીકે રાખ્યા. પછીથી ભાણાભાઈ ખ્રિસ્તી થયા. તેમના બોધ તથા સદાચરણથી ઘણાં માણસ ખ્રિસ્ત તરફ આકર્ષાયાં. ભાણાભાઈને "ભાણા મહેતાજી" તરીકે હજી પણ ઘણા યાદ કરે છે.

પરંતુ જે ખાસ વાત કરવાની છે, તે નીચે પ્રમાણે છે. એક દિવસ ધનજીભાઈ સુરતની ગલીકુંચીઓમાં ફરતાં ફરતાં ભૂલા પડયા. ખરો રસ્તો બતાવવા સારૂ એક નાના છોકરા સિવાય બીજું કોઈ દેખાયું નહિ. છોકરો ઉઘાડે શરીરે ફરતો હતો. જ્યારે ધનજીભાઇએ રસ્તા વિષે તેને પૂછ્યું, ત્યારે મારની ધાકને લીધે તે એકદમ નાસી જઇને પાસેના એક ઝાડ પર ચઢી ગયો. પરંતુ એક પૈસાની લાલચ બતાવ્યાથી તે ઊતરીને રસ્તો બતાવવા સારૂ ધનજીભાઇની સાથે ગયો. ચાલતાં ચાલતાં ધનજીભાઈ છોકરાની સાથે વાત કરવા લાગ્યા. નામ પૂછીને તેમણે કહ્યું, કે "તારે ભણવું છે કે? ઠીક, તો અમારી નિશાળમાં આવજે. પણ નાહીધોઇને સ્વચ્છ થઇને થોડાં લુગડાં પહેરીને તું આવે તો સારૂં." છોકરો એમ કરવા કબૂલ થયો, અને નિશાળમાં હાજર થવા લાગ્યો. તે ભણવામાં ઘણો હોશિયાર જણાયો અને થોડા સમયમાં તે શિક્ષક થયો. તે શિક્ષક થયો એટલું જ નહિ પણ ખ્રિસ્તી પણ થયો. આગળ જતાં તેઓ મિશનના છાપખાનામાં દાખલ થયા, પણ પ્રભુનું કામ કરવાના તેમના ઉત્સાહને લીધે સાહેબે તેમને ઉપદેશક તરીકે રાખ્યા. તે છોકરો તે બીજો કોઈ નહિ, પણ રામભાઇ કલ્યાણભાઇ હતા.

રામભાઇની વાત સહુ કોઇ જાણે છે. પ્રભુ ઇસુના ભાવિક શિષ્ય, પ્રખ્યાત ઉપદેશક, વિશ્વાસુ પાળક, મધુર કવિ, ખરા મિત્ર, સહુના દીન સેવક, એવા તેઓ હતા. પ્રભુના સાહસિક સેવક માટે રણક્ષેત્રના જે કોઇ ભાગમાં વધારે કામ કરવાનું કે સહેવાનું હોય, ત્યાં તેમને મોકલવામાં આવતા હતા— અમદાવાદ (૧૮૭૦), બોરસદ (૧૮૭૨), રાણીપુર (૧૮૭૮: આ વાતની વધુ વિગત આગળ જતાં આવશે), ખઢાણા (૧૮૮૫), બ્રુકહીલ (૧૮૮૭; ૧૮૮૮માં તેઓ ત્યાંની મંડળીના પ્રથમ પાળક થયા), ડીસા (૧૮૯૫, રેવ. સિંકલેર સ્ટીવન્સન સાહેબના મદદનીશ તરીકે) અને ફરીથી બ્રુકહિલ (૧૮૯૭). ત્યાર પછી રામભાઈ બ્રુકહિલમાં જ રહ્યા, ને ત્યાં જ સને ૧૯૦૪માં તેઓ મરણ પામ્યા. રેવ. રામભાઈ કલ્યાણના વકતૃત્વ વિષે કોણે નહિ સાંભળ્યું હોય? તે મૂએલા છે, પણ તેમની આકર્ષક વાણીનો ધ્વનિ આપણી મંડળીમાં હજુ સંભળાય છે. જેઓએ તેમના મુખથી તારણદાયક સુવાર્તા સાંભળીને સુવાર્તાના પ્રભુનો અંગીકાર કર્યો, તેઓની મારફતે તે મહાન પ્રબોધક હજુ સુધી આપણને આજીજી

કરે છે. તેમણે રચેલાં મનોહર ગીતોદ્વારા પણ તેઓ હજુ સુધી આપણને વિનવે છે. ભાઈઓ, મૂએલાને સારૂ કોણ બાપ્તિસ્મા પામવા તૈયાર છે?

## (૨) બોરસદ (૧૮૬૦)

હવે આપણે બોરસદ જઈએ, અને જે ખાસ ચિહ્નોવડે પ્રભુએ પોતાના સેવકને ત્યાં જવાનો રસ્તો દેખાડયો, તે આપણે જતાં જતાં જોઈએ. મહીકાંઠા મિશનનું વર્ણન લખતાં રેવ. વિલ્યમ કલાર્કસન સાહેબે આ પ્રકરણને "ઈશ્વરની આંગળી" એવું મથાળું આપ્યું હતું. ખરેખર ઈશ્વરાપતાની આંગળી તેમાં સ્પષ્ટ દેખાઈ આવે છે.

લંડન મિશનરી સોસાયટીએ સને ૧૮૪૬માં સુરત છોડી દીધું. પરંતુ જો કે સોસાયટીના હુકમ મુજબ સુરત છોડી દેવું પડયું, તોપણ એકદમ આખા ગુજરાત પ્રાંતને મૂકી દેવા જેઓ ખુશી નહોતા, એવા તે વખતના સોસાયટીના બે મિશનરીઓ, એટલે કલાર્કસન સાહેબ તથા ફ્લૉવર સાહેબ હતા. ગુજરાતી ભાષા અમને આવડે છે, લોકના રીતરિવાજનો અમને અનુભવ થયો છે, વગેરે કારણો સોસાયટીની કાર્યવાહક સમિતિની આગળ રજૂ કરીને તેઓએ ગુજરાતમાં રહીને કામ કરવાની રજા માગી. આ પ્રમાણે પત્રવ્યવહાર ચાલતો હતો, એટલામાં માર્ગદર્શક દેવની આંગળી તેઓને દેખાઈ.

આંકલાવના ગીરધરભાઈ રૂપજીભાઈ અને કાનવાડીના કુબેર જીવણભાઇ નામના બે માણસ સુરતમાં રહેનાર ખ્રિસ્તી પાદરી સાહેબોની શોધખોળ કરતાં કરતાં એક દિવસ સુરત આવી પહોંચ્યા. આગલે વર્ષે કેટલીક નાની ટ્રાકટો તેમને આપવામાં આવી હતી. તે વાંચીને તેઓ પ્રભુ ઈસુની સુવાર્તા વિષે વધારે જાણવા ઘણા આતુર થયા. ટ્રાકટોમાં મિશનનું જે સરનામું આપેલું છે, તેને આધારે અમે સુરત આવ્યા છીએ, એવું તેમનું કહેવું હતું. ખ્રિસ્તી ધર્મના શોધક છે, એ જોઇને શહેરના રહીશોએ તેઓને રોકી રાખવા ઘણા પ્રયત્નો કર્યા, પણ ગીરધરભાઈએ અને કુબેરભાઇએ ટક્કર ઝીલી, અને પાછી પાની કરી નહિ. આખરે કલાર્કસન સાહેબને શોધી કાઢીને તેઓએ પોતાની બધી હકીકત તેઓ સાહેબને જણાવી. વળી તેઓએ સાહેબને એમ જણાવ્યું, કે "અમારે આવ્યા વગર છૂટકો નહોતો, કેમકે જેમ માગી લોકને પૂર્વમાં એક તારાનું દર્શન થયું, તેમ થોડા વખત ઉપર અમને પણ એક પૂંછડિયો તારો દેખાયો, અને જેમ માગીઓને બાળઈસુનું દર્શન થયું, તેમ પ્રભુ ઈસુ ખ્રિસ્તનું અમને પણ દર્શન થશે, એવી અમને ખાતરી છે." બેચાર દિવસ તેઓ સુરતમાં રહ્યા, ત્યાર પછી વડોદરે આવવાનું વચન આપીને કલાર્કસન સાહેબે તેઓને વિદાય કર્યા.

તેઓ ઘેર જવા નીકળ્યા, ત્યારે ક્લાર્કસન સાહેબ વડોદરે જવા તૈયારી કરવા લાગ્યા. તેઓની સાથે ગંગારામ નામના એક ઉપદેશક ગયા. ગંગારામ તો દહેવાણના વતની હતા. તેઓ જાતે વાણિયા હોવાને લીધે વેપાર કરતા હતા. કોઇનો ઉપદેશ સાંભળીને, એમ તો નહિ પણ દહેવાણમાં કેટલીક ટ્રાકટો તેમને હાથ આવી હતી, તે વાંચ્યાને લીધે તેમના મનનું ખ્રિસ્ત તરફ વળણ થયું. એક દિવસ તેઓ વડોદરે ગયા હતા, ત્યારે દુકાનમાં બેઠેલો એક ખ્રિસ્તી ભાઇ "નવા કરાર"માંનાં વચનો કેટલાક લોક આગળ વાંચી સંભળાવતો હતો. આથી ગંગારામને પણ એક "નવો કરાર" ખરીદવાની ઇચ્છા થઇ. તેઓ હજુ બાપ્તિસ્મા પામ્યા નહોતા, છતાં પોતાના વેપારને અંગે જ્યાં કહીં તેઓ જતા, ત્યાં પ્રભુ ઇસુની વાત પ્રગટ કરતા. તેમનું બાપ્તિસ્મા સુરતમાં થયા બાદ તેઓ રેવ. વિલ્યમ ફ્લૉવર સાહેબની સાથે ઉપદેશક તરીકે કામ કરવા લાગ્યા.

વડોદરે જઇને ક્લાર્કસન સાહેબ શહેરની ઉત્તરે જ્યાં અંગ્રેજોની છાવણી છે, ત્યાં ઊતર્યા. હવે તે સ્થળે આન્ટોને નામના આર્મીનીઆ દેશના એક ખ્રિસ્તી રહેતા હતા, તેઓ રેસીડેન્ટ સાહેબની કચેરીમાં કારકુન હતા. હવે જુઓ, દેવની આંગળી! આન્ટોને સાહેબ ઘણા ધાર્મિક હતા, અને વખતોવખત સુરતના છાપખાનામાંથી ચોપાનિયાં મંગાવીને શોધક જેવો કોઇ માણસ તેમને મળે, તો તેને આપતા, જેથી એનું શુભ પરિણામ એ આવ્યું કે જ્યારે ક્લાર્કસન સાહેબ વડોદરે આવ્યા, ત્યારે દર રવિવારે જુદાં જુદાં ગામના આઠ માણસ આન્ટોને સાહેબને ત્યાં શીખવા આવતા હતા.

ગંગારામભાઇ તરત પેલા બે શોધક ગીરધરભાઇ તથા કુબેરભાઇને તેડી લાવવા ગયા. તેઓ ઉમંગથી આવ્યા, અને સને ૧૮૪૪ના નવેંબરની ૨૪મી તારીખે રવિવારે સાંજની ભજનસેવા વખતે તેઓનું તથા રામદાસ નામના બીજા એક ઉમેદવારનું બાપ્તિસ્મા થયું. તેજ દિવસે સવારની ભજનસેવા વખતે આન્ટોને સાહેબના માળીનું પણ બાપ્તિસ્મા કરવામાં આવ્યું હતું.

કામ ઘણું સફળ થયું. પહેલા વર્ષમાં ૫૬ પુખ્ત ઉંમરનાં માણસો જેટલી સંખ્યાનું બાપ્તિસ્મા થયું, અને "મહીકાંઠા મિશન" નામની સંસ્થાની સ્થાપના થઇ. વડોદરામાં મકાન ભાડે રાખીને ક્લાર્કસન સાહેબ તથા તેમનાં મડમ સાહેબ મહી નદીની આસપાસના પ્રદેશમાં ઉપદેશ કરતાં કરતાં મુસાફરી કરતાં હતાં. તે વખતની હકીકત અહીં સવિસ્તર લખાય એમ નથી, પરંતુ પહેલી મુસાફરી દરમિયાન (૧૮૪૫) એક બનાવ બન્યો, કે જે આપણી મંડળીના ઇતિહાસમાં માર્ગસ્તંભ જેવો ગણવો ઘટે છે. લાંબો વખત પ્રાર્થના તથા વિચાર કર્યા બાદ, હવે મંડળી બાંધવાનો સમય આવ્યો છે, એવું ધારીને રેવ. વિલ્યમ ક્લાર્કસન સાહેબે પ્રભુભોજનનો પવિત્ર સંસ્કાર પળાવવાનો વિશ્વાસયુક્ત નિર્ણય

કર્યો. સાહેબ હવાફેર માટે ખંભાત ગયા હતા, પણ તે સ્થળ છૂટાછવાયા ખ્રિસ્તીઓને ભેગા થવા સારૂ અનુકૂળ નહોતું, તેથી બોરસદ વધારે અનુકૂળ હોવાથી તે તેઓએ પસંદ કર્યું. શું બોરસદ? હાજી, બોરસદ, આપણું વહાલું બોરસદ, જ્યાંની મંડળી જો કે સુરતની મંડળીથી વયમાં નાની, તોપણ ગુજરાતની ખ્રિસ્તી મંડળીઓની માતુશ્રી મંડળી સમાન છે! સને ૧૮૪૫ની ગ્રીષ્મ ઋતુની આખરમાં જ્યારે બોરસદ મુકામે કલાર્કસન સાહેબે પ્રથમ પ્રભુભોજન પળાવ્યું, ત્યારે જ તે સ્થળનું મનોહર નામ પહેલી વખતે આપણી મંડળીના ઇતિહાસના પૃષ્ટ પર ચળકતું દેખાય છે. યરૂશાલેમ જેવું યહૂદીઓને વહાલું લાગતું હતું, તેવું જ બોરસદ આપણામાંનાં ઘણાંખરાં ભાઇબ્હેનોને પણ પ્રિય લાગે છે. યહૂદીઓની પેઠે આપણે પણ બોરસદની શાંતિને સારૂ પ્રાર્થના કરતાં રહીએ!

પણ સને ૧૮૪૫માં ખાસીવાડી નહોતી, દેવળ નહોતું, બંગલો નહોતો, તો સાહેબે તે પવિત્ર સંસ્કાર કયે ઠેકાણે પળાવ્યો? વાવની પાસે આજકાલ ખંડિયેર જેવું થઇ ગએલું "વડોદરિયા દરવાજો" નામનું જે દ્વાર છે, તેના ડેલાની મેડી પર ભેગા થઇને પ્રભુ ઇસુના સેવકોએ પોતાના પ્રભુના મરણ પામતાં સુધીના પ્રેમનું સ્મરણ કર્યું. ખરેખર આ સ્થળ તો આપણી મંડળીને સારૂ એક સ્મારક છે, અને તેને સ્મારકચિહ્ન તરીકે સાચવી રાખવા સારૂ તે આપણા કબજામાં હોય તો કેવું સારૂં!

બીજી મુસાફરીની પણ એક જાણવા જેવી વાત બની. તે વખતે દહેવાણ પાસેના ગોરવાનો ખુશાલભાઇ નામના એક વૃદ્ધ વણકર ખ્રિસ્તી થયા. ચરોતરમાં પ્રથમ જે બાપ્તિસ્મા થયું, તે ખુશાલભાઇનું હતું (૧૮૪૬). તેઓ કબીરપંથના ગુરુ જેવા હતા, અને તેમના ઘણા ચેલાઓ હતા. જે પોતે ગુરુ, તે બીજાનો શિષ્ય થયો, તે જોઇને તેના લોકને અજાયબી લાગી. પરંતુ "જ્યાં સુધી સત્યનું વધુ જ્ઞાન મને મળ્યું નહોતું, ત્યાં સુધી હું તમારો ભગત કહેવાવા ખુશી હતો; પણ મારા કરતાં જે મહાન છે, તે જ્યારે મને મળ્યો, ત્યારે મેં મારૂં સર્વસ્વ તેને સોંપી દીધું," એમ કહીને તે પોતાના જૂના ચેલાઓનું બબડવું બંધ કરતા હતા.

તે સમયે બીજો એક બનાવ બન્યો, જે આપણી મંડળીને સારૂ ઘણો અસરકારક નીવડયો. હિન્દુ ધર્મમાં વર્ણભેદની પ્રચલિત રૂઢિને લીધે ખ્રિસ્તી થએલા હિંદુઓ ઘણી વાર નિરાશ્રિત બની જાય છે, તે સહુ કોઇ જાણે છે. તો આપણા એવા કેટલાએક ખ્રિસ્તીઓને આશ્રય આપવાને સારૂ સને ૧૮૪૭માં કલાર્કસન સાહેબે બોરસદ નજીકની થોડી જમીન વેચાતી રાખીને તેમાં ૭ ઘર બંધાવીને ત્યાં તેમને વસાવ્યા. આજ રીતે ખાસીવાડીનો પાયો નાખવામાં

આવ્યો, અને ખાસીવાડીનો પાયો નાખવો તે તો ગુજરાતમાંની મંડળીનો પાયો નાખવા બરોબર છે, એમ કહેવામાં કંઈ બાધ નથી.

બીજી સાલે (૧૮૪૮) સાહેબે દહેવાણમાં મિશનનો બંગલો બંધાવ્યો. તે વખતના સંજોગો તરફ જોતાં બોરસદ કરતાં સાહેબને દહેવાણ વધારે પસંદ કરવા લાયક જણાયું, કેમકે તે ગંગારામભાઈનું વતન હતું, અને બે વર્ષ અગાઉ ગંગારામભાઇ પોતાનાં વૃદ્ધ માતા તથા બહેનોની મુલાકાત કરાવવા સારૂ સાહેબને દહેવાણ તેડી ગયા હતા. દહેવાણ આગળનો રળિયામણો દેખાવ જોઇને કોની આંખ ઠરી નહિ જાય? ત્યાં જમીન રાખીને સાહેબે બંગલો તથા ખ્રિસ્તીઓને રહેવા સારૂ ઘરો બંધાવ્યાં. કામ આગળ વધી ગયું. ક્ષયરોગ લાગવાથી ફ્લૉવર સાહેબને વિલાયત જતા રહેવું પડયું ખરૂં, પણ તેમને બદલે રેવ. જોસફ વૉન સોમરન ટેલર સાહેબ નિમાયા. વળી સને ૧૮૫૧માં ક્લાર્કસન સાહેબ રજા પરથી પાછા આવ્યા, ત્યારે તેઓ કૉર્બોલ્ડ સાહેબ નામના બીજા એક કામદારને સાથે લાવ્યા. જંબુસરમાં પણ એક બંગલો બાંધવામાં આવ્યો. ખ્રિસ્તી સમાજ પર જાતજાતનાં સંકટ આવ્યાં કરતાં હતાં ખરાં, તોપણ તે સર્વમાં પ્રભુએ પોતાના સેવકોની રક્ષા કરી. ખાસીવાડી પહાડ પરના વસાવેલા નગર જેવી હતી. જ્યારે ૧૮૫૧ની સાલમાં નવ તળાવિયા તથા નવ કોળીઓનું બાપ્તિસ્મા થયું, ત્યારે તેમના વિષે કલાર્કસન સાહેબે એવી નોંધ કરી, કે "ખાસીવાડીના લોક સંપીને રહે છે, અને તેમના આ પ્રેમમય જીવનનો વધતો સારો માર્ગ જોઇને આ ભાઈઓ ખ્રિસ્ત તરફ આકર્ષાયા." આપણા દરેક પરા તથા દરેક ખ્રિસ્તી લત્તા વિષે જો એમ કહી શકાય તો કેવું સારૂં!

આવી સંતોષકારક રીતે પ્રભુનું કામ ચાલતું હતું, તે છતાં "મહીકાંઠા મિશન"ને ચૌદ વર્ષ કામ કર્યા પછી તે સુંદર તથા ફળદાયક ક્ષેત્ર છોડી દેવાનું શું કારણ હતું? એમ કરવાનાં મુખ્ય બે કારણ હતાં. પહેલું તો સુરત છોડી દેવાનું જે કારણ હતું તેજ હતું, એટલે માતુશ્રી સોસાયટી પોતાનું કામ વધારે વ્યવસ્થિત કરવા માગતી હતી તે, અને બીજું કારણ કામદારોની અછત, એ હતું. તંદુરસ્ત નહિ રહેવાને લીધે રેવ. વિલ્યમ કલાર્કસન સાહેબને સને ૧૮૫૬માં નિવૃત્ત થવું પડયું. તેજ સાલે એજ કારણને લીધે ટેલર સાહેબને પણ રજા પર જવું પડયું. કૉર્બોલ્ડ સાહેબ એકલા રહ્યા. એવા સંજોગોમાં લંડન મિશનરી સોસાયટીએ આપણી માતુશ્રી મંડળીને "મહીકાંઠા મિશન"નું કામ ઉઠાવી લેવાની વિનંતી કરી. કારોબારી સમિતિએ તે વિનંતી તરત સ્વીકારી, અને સને ૧૮૬૦માં આગલે વર્ષે કરેલા કરાર પ્રમાણે "મહીકાંઠા મિશન"ના તાબાના કામદારો, મકાનો, જમીન, ઇત્ય. બધું આપણા મિશનના હાથમાં મફત જ

સોંપવામાં આવ્યું. સુરતમાં ચાલેલા કામ સંબંધી નાસીપાસ થઇને ક્લાર્કસન સાહેબ તે મૂકીને ચરોતરની વાડીમાં મહેનત કરવા આવ્યા હતા, અને તેઓની મહેનત નિષ્ફળ નીવડી નહોતી. ચૌદ વર્ષની ટૂંકી મુદતમાં પ્રભુના આશીર્વાદથી એક મોટી તથા રોજબરોજ વધતી જતી મંડળી સ્થાપન કરવામાં આવી હતી. દ્રાક્ષાવાડીમાં ફળ લાગ્યું નહોતું, તે કારણને લીધે નહિ, પણ કામદારોની સંખ્યાના પ્રમાણમાં વાડી વધારે ફળવંત થયાને લીધે બીજાઓને સોંપીને પ્રથમ આવેલા કામદારોને તે ભવ્ય સ્થળ છોડી દેવું પડયું. આવી રીતે ઇશ્વરની આંગળીની દોરવણીથી આપણા મિશનનો આનંદકારક પ્રવેશ ચરોતરમાં થયો.

લંડન મિશનરી સોસાયટીના કામદારો જતા રહ્યા ખરા, પણ બધા નહિ. રેવ. જોસફ ટેલર સાહેબે આપણા મિશનમાં જોડાવાનું પસંદ કર્યું, તેથી તેઓ સાહેબ સને ૧૮૬૦માં રજા પરથી પાછા આવ્યા, ત્યારે તેઓ બોરસદ નિમાયા. ટેલર સાહેબ આપણને પ્રભુએ આપેલા ખાસ દાનરૂપ હતા. તેઓ સાહેબનું તથા તેઓએ કરેલા સર્વ કામનું લાયક વર્ણન કોણ કરી શકે? મહાન પ્રબોધક, મહાન સાક્ષર, મહાન મધુર કવિ—આપણી સમસ્ત મંડળી તેઓની ઋણી છે. તેઓના હસ્તનાં મોટાં પુસ્તકો, તેમણે લખેલાં બોધદાયી નાનાં ચોપાનિયાં, પણ વિશેષે કરીને તેઓએ રચેલાં મનોહર ગીતોને લીધે આપણે સર્વ તેઓ સાહેબના આભારી છીએ. તે સર્વ ઉપરાંત તેઓનો આભાર માનવાનું બીજું એક કારણ છે, ને એ છે કે તેઓ લોકપ્રિય ડૉ. જ્યોર્જ પી. ટેલર સાહેબના પિતા હતા. બાપ તેવા બેટા, તે સિવાય બીજું કહેવાની જરૂર નથી. બેઉ ખ્રિસ્તની તથા તેની મંડળીની સર્વોત્તમ સેવા બજાવીને પાર ગયા છે. બેઉના નામ આપણી મંડળીમાં અમર રહેશે.

ટેલર સાહેબની સાથે "મહીકાંઠા મિશન"ના બે દેશી કામદાર, એટલે ગંગારામભાઈ તથા દેસાઇભાઈ, આપણા મિશનમાં જોડાઈ ગયા. ગંગારામભાઇની થોડીઘણી વાતો આગળ આવી ગઇ. દેસાઇભાઈ ખોજીદાસ સિસવા ગામના પટેલ હતા. ગામનો ભોગવટો કર્યા ઉપરાંત તેઓ પોતાની જમીન ખેડાવતા હતા. ટૂંકમાં કહીએ, તો જગતના ધોરણ પ્રમાણે તેઓ ખાતાપીતા માણસ હતા. પણ જો કે તેઓની આર્થિક સ્થિતિ સારી હતી, તોપણ તેમની આત્મિક સ્થિતિ દયાપાત્ર હતી. તેઓ ચુસ્ત હિન્દુ હતા, એકનિષ્ઠાથી તેઓ પોતાના ધર્મના અનેક વિધિઓ પાળતા હતા. વખતોવખત તેઓ યાત્રાએ જાય, તો પણ ઇશ્વરપ્રાપ્તિ કરવાની તેમની તૃષ્ણા એવી ને એવી જ રહેતી. એટલામાં એક ખ્રિસ્તી ઉપદેશક સિસવામાં થઈને જતાં કોઇને ત્યાં એક ટ્રાકટ મૂકીને ગયા, તે દેસાઇભાઇના હાથમાં આવી. તે વાંચીને તેઓ વધારે જાણવા આતુર થઇને ઘોડા પર બેસીને ક્લાર્કસન સાહેબને મળવા વડોદરે ગયા. સાહેબની સાથે

વાતચીત કરતાં તેઓને પ્રભુ ઇસુના સૌંદર્યનું દર્શન થયું, અને થોડા વખત સુધી શિક્ષણ પામ્યા પછી તેઓનું બાપ્તિસ્મા કરવામાં આવ્યું. જે કોઈ પ્રભુ ઇસુની પાછળ પાછળ ચાલવા માગે, તેણે પોતાનો કેવા પ્રકારનો નકાર કરવો જોઇએ, તે દેસાઈભાઇ સારી પેઠે જાણતા હતા. "જેમ બાજરીના દાણાને મરી જવાની જરૂર છે, તેમ જગત સંબંધી મારે પણ મરી જવું જોઈએ," એવું તેઓનું ઘણી વાર કહેવું હતું.

તેમનું બાપ્તિસ્મા થયું, કે તરત તેમના વિશ્વાસની ભારે કસોટી કરવામાં આવી. એક સાંજે સાહેબને ત્યાં પ્રાર્થના કરી રહ્યા બાદ એમનો એક નોકર આવીને કહેવા લાગ્યો, કે "વીંછીના ડંખથી તમારી દીકરી ગુજરી ગએલી છે." વાત સાચી હતી. પણ એટલુંજ બસ નહોતું. "દુઃખ ઉપર ડામ," તદ્દનુસાર જ્યારે બારમું થવા આવ્યું, ત્યારે ખ્રિસ્તી થએલા દેસાઇભાઇને લીધે અમ બધાને આભડછેટ લાગશે, એમ કહીને પાટીદારોની પંચાયતે દેસાઇભાઇને જ્ઞાતિ બહાર મૂકીને ૪૦ ગામમાં તેનો ઢંઢેરો પિટાવ્યો. પણ અંધારી રાતે તારાઓ હોયજ, એમ કટોકટીના આ સમયે દેસાઇનાં સ્ત્રીએ, તેમના ભાઇઓએ તથા તેઓની સ્ત્રીઓએ દેસાઇભાઇનો પક્ષ લીધો, જેથી તેમને ઘણું ઉત્તેજન મળ્યું. પટેલપદને અંગે જે છળકપટ થયા કરે છે, તે હવે સહન કરી ન શકાયાને લીધે દેસાઇભાઇએ પોતાની પટલાઇનું રાજીનામું આપ્યું. તેઓ પોતાનાં સ્ત્રી તથા છોકરાં ઘેર તેડી લાવ્યા, પણ એક દિવસ તેઓ ઉપદેશ કરવા બહારગામ ગયા હતા, ત્યારે તેમના ભાઇએ આવીને તરવારની બીક બતાવીને તેમનાં બે નાનાં છોકરાંનું હરણ કર્યું. મહા મુશ્કેલીથી વડોદરામાં રહેનાર રેસિડેન્ટ સાહેબને અરજી કર્યા બાદ છોકરાં પાછાં મળ્યાં. પણ થોડી વાર પછી દેસાઇભાઇના ભાઇઓના સમજાવવાથી તેમની સ્ત્રી શામબાઇ પણ પોતાનાં છોકરાં લઇને જતા રહ્યાં. કેટલાક વખત સુધી તેમણે હઠ કરી, પણ આખરે તે તથા તેમનાં છોકરાં પાછાં આવ્યાં.

દેસાઇભાઈનું ખૂન કરાવવા જતાં પણ તેમના વેરીઓએ આચકો ખાધો નહિ. દહેવાણ ગામના ઠાકોરના રામભાઇ નામના એક પિતરાઇ હતા, તેમણે એક વખતે એવો પ્રયાસ કર્યો. આ વખતે દેસાઇભાઈ દહેવાણમાં રહેતા હતા. કૂવા આગળ પાણી ભરવા સંબંધી હિન્દુ અને ખ્રિસ્તી બાઇઓ વચ્ચે તકરાર થઇ, તેનું સમાધાન જ્યારે દેસાઈભાઇ કરવા ગયા, ત્યારે રામભાઇના કેટલાક નોકરિયાટ બદમાશો ધારિયાં લઇને દેસાઇભાઇને મારવા સારૂ તેમના પર ધસી આવ્યા. પરંતુ અદેસિંહ નામના દેસાઇભાઇના એક મિત્ર રામભાઇના પિતરાઈ જે ખ્રિસ્તી થયા હતા તે વચ્ચે પડયા, અને પોતાની ડાંગ વીંઝીને તેમને રોક્યા. આ બધું જોઇને રામભાઇએ ખૂબ ગુસ્સે થઇને પોતાના મનમાં

દેસાઈભાઇ પર વેર વાળવાના સોગન ખાધા. થોડા વખત પછી રામભાઇને પોતાને ઇરાદો સાધવાની સારી તક મળી. અદેસિંહને સાથે લઇને દેસાઇભાઇ બોરસદમાં રહેનાર કેટલાક ખ્રિસ્તીઓની મુલાકાત લેવા ગયા હતા. ઘેર આવતાં મોડું થયું. હવે અદેસિંહે દેસાઇભાઇનો ડગલો પહેર્યો હતો, તેમજ તેને માથે વટાણાની પોટલી હતી. જ્યારે તેઓ દહેવાણ પહોંચ્યા, ત્યારે બારોબાર ઘેર ન જતાં દેસાઇભાઇ કંઈ કારણસર કલાર્કસન સાહેબને બંગલે ગયા. પણ માથે પોટલી રાખીને દેસાઇભાઇનો ડગલો પહેરેલા અદેસિંહ દેસાઇભાઇને ત્યાં ગયા, તે ઘરમાં પેસતા હતા, એટલામાં તે દેસાઇભાઇ છે એવી ભૂલ ખાઇને દરવાજા પાસે સંતાઇ રહેલા એક માણસે અદેસિંહના એક પગ પર તરવારનો ઝટકો માર્યો. તરવારને થોરનું દૂધ પીવડાવ્યું હતું, તેથી જોકે દવા કરાવવા સારૂ અદેસિંહને ખંભાત લઈ જવામાં આવ્યા, તો પણ ઝેર ક્યારનું ચઢી ગએલું હોવાથી તેમનો જીવ બચાવી શકાય એમ નહોતું. પછીથી માલૂમ પડયું કે આ નિર્દોષ ભાઈનું ખૂન કરાવનાર રામભાઈ હતા. મિત્ર પોતાના મિત્રને બદલે પ્રાણ અર્પી દે, એ કરતાં મોટો પ્રેમ કયો હોય ?

હવે આ વાતનો આશ્ચર્યકારક અંત પણ આપણે જોઈએ. દેસાઈભાઈ પોતાના મનમાં લેશમાત્ર વેરભાવ ન રાખતાં પહેલાંની માફક સર્વેની સાથે પ્રેમમય વર્તન ચલાવતા હતા. ઘણીવાર રામભાઈના ઘરની નજીક ઊભા રહીને તેઓ ઉપદેશ કરતા હતા. દેસાઈભાઈની આ માયાળુ વર્તણૂક જોઇને રામભાઈ પોતાના ભ્રષ્ટાચારનો પસ્તાવો કરવા લાગ્યા. રામભાઇના મનોભાવમાં ફેરફાર થતા જોઇને દેસાઇભાઇને અત્યંત આનંદ થયો, અને "હે પ્રભુ, તેના હૃદયના બદલાણનું કોઇ પણ ચિહ્ન મને દેખાડજે," એવી પ્રાર્થના કરીને દેસાઇભાઇએ એક દિવસે રામભાઇની માતંબા નામની દીકરી પાસેથી પાણી માગ્યું, એમ ધારીને કે જો તેના બાપે પોતાનો વેરભાવ છોડી નહિ દીધો હોય, તો જરૂર તે મને નહિ જ આપે. પણ પ્રભુના નામને ધન્ય હો ! પોતાના બાપ તરફ નજર ફેરવીને દીકરી તરત જ ઘરમા પાણી લેવા ગઇ, અને સહુના દેખતાં તેણે દેસાઇભાઇના હાથમાં કળશીઓ મૂકયો. દેવભક્તની ભલાઇથી પોતાના ભાઇની ભૂંડાઇનો પરાજય થયો હતો. તેના કુટુંબનાં કેટલાંક માણસ ઘણા વખત સુધી મંડળીમાં મેળવાયાં નહિ, પણ થોડા વખત પછી રામભાઇ તથા તેની દીકરીનું બાપ્તિસ્મા થયું. જીંદગી પર્યંત રામભાઇ દાદાભાઇ પ્રભુ ઈસુના નામની સારી સાક્ષી આપતા હતા. માતંબાબાઇનાં લગ્ન ખીમચંદ નાથુભાઇની સાથે થયાં, તેમની દીકરીઓ, એસ્તેરબાઇ જોસફભાઇ અને દરકાસબાઇ થોમાભાઇ, હજુ હયાત છે. ઘણાં વર્ષો થયાં એસ્તેરબાઇ અને તેમના ધણી માનવંત વડીલ જોસફ છગનલાલ, અને જોસફભાઇના મરણ પછી એસ્તેરબાઇ એકલાં, પોરબંદરમાં પ્રભુ ઈસુનું નામ ઊંચું ધરી રહેલાં છે.

દેસાઇભાઇ વિષે વધારે લખવાની જરૂર નથી. તેમનું નામ તથા તેમણે કરેલું કામ જાણીતાં છે. ઉપદેશક તરીકે તેઓ તનતોડ મહેનત કરતાં કાળે અકાળે સુવાર્તા પ્રગટ કરતા હતા. તેઓ સને ૧૮૭૫ની સાલમાં બોરસદની મંડળીના વડીલ નિમાયા. સને ૧૮૮૭ના જાન્યુઆરીની ૫મી તારીખે તેઓ મરણ પામ્યા. વડીલસભાની આગળ દેસાઇભાઇના મરણની વાત રજૂ કરતાં રેવ. રોબર્ટ ગિલેસ્પી સાહેબ આમ બોલ્યા, કે "એવા દેવભકતે કરેલી સેવાથી ઊપજતા ફળની ગણતરી જો આપણે કરવા જઇએ, તો આપણાથી ગણાય, એથી તે અધિક છે. કેવળ ઉપદેશદ્વારા, એમ તો નહિ પણ પોતાના જીવનદ્વારા, તેઓ પ્રભુ ઈસુને પ્રગટ કરતા હતા. તેમને જીવવું તે તો ખ્રિસ્ત હતું." આનંદદાયક વાત છે કે દેસાઇભાઇએ ખ્રિસ્ત તથા તેની મંડળીની જેવી ઉત્તમ સેવા બોરસદમાં બજાવી, તેવીજ સેવા તેમના દીકરા વડીલ જેસિંગભાઇએ રાણીપુરમાં બજાવી, અને વળી એનીએ જ સેવા જેસિંગભાઇના દીકરા વડીલ જેરામભાઇ આજકાલ અમદાવાદમાં કરી રહ્યા છે.

આણંદમાં જ્યારે કામનો પ્રારંભ થયો, ત્યારે તે તરફનાં આજુબાજુનાં ગામોમાં, જેવાં કે ગામડી, નાવલી, કરમસદ, અજરપુરા, વગેરેમાં સુવાર્તાનો પેગામ પહોંચાડતાં દેસાઇભાઇ વણકર લોકોમાંથી કેટલાકને પ્રભુની પાસે લાવ્યા, તેઓમાંના દેવજીભાઇ બળવંતભાઈ, ઉકાભાઇ ભગત તથા જેઠાભાઇ ભગવાનભાઈનાં નામ તરી આવે છે. તેઓ અભણ હતા, તોપણ ધર્મ પ્રત્યેની તેમની આસ્થા તેમજ પોતાની જાતના લોકોમાં તેમનો પ્રભાવ જોઇને ધરડા ટેલર સાહેબે તેમને ઉપદેશનું કામ સોંપ્યું. તે કામ કરતાં, જેમ પ્રેરિતો એક પછી એક બીજાને ખેંચીને મસીહની પાસે લાવ્યા, તેમ તેઓએ પોતાનાં સગાંવહાલાંમાંનાં ઘણાંને પ્રભુની તરફ આકર્ષ્યાં અને મંડળીમાં દાખલ કરાવ્યાં, કે જેમનાં સંતાનોનાં સંતાન હાલ આપણી મધ્યે છે. એમ વડીલ દેસાઇભાઇના કામનું ફળ હજી મંડળીમાં છે, અને એમ આપણા પ્રભુનું વચન પૂરૂં થાય છે, કે "એક વાવે છે, અને બીજો કાપે છે."

વડોદરામાં સને ૧૮૪૪માં જે ત્રણ ભાઇ બાપ્તિસ્મા પામ્યા હતા, તેઓમાંના એક તો રામદાસ ધનજીભાઇ હતા. કેટલાંક વર્ષ સુધી તેઓએ પુસ્તકો વેચવાનું સારૂં કામ કર્યું. પણ જ્યારે તેમને ક્ષય રોગ લાગુ પડયો, ત્યારે હવાફેર માટે સાહેબ તેમને ખંભાત લઇ ગયા, ત્યાં તેઓ મરણ પામ્યા, અને ત્યાંના જૂના કબરસ્તાનમાં તેઓને દાટવામાં આવ્યા.

બોરસદની વાત સમાપ્ત કરતાં આટલું જ વધારે જણાવવાનું છે કે સને ૧૮૬૧–૬૩માં વડોદરામાં રહેનાર માનવંત રેસિડેન્ટ મેજર રોબર્ટ વાલેસ સાહેબની સખાવતથી બોરસદમાં સુંદર દેવળ બાંધવામાં આવ્યું. આજનું

જે ભવ્ય પ્રાર્થનામંદિર છે, તે એકદમ થયું નહિ પણ જેમ ખ્રિસ્તી લોકની વસ્તી વધતી ગઇ, તેમ મેજર વૉલેસ સાહેબે બંધાવેલું મંદિર વધારવામાં આવતું ગયું. સને ૧૮૭૭માં પરસાળ ઉપર ઘંટવાળો બુરજ બાંધવામાં આવ્યો, (ઘંટ તો માતુશ્રી મંડળીની સાબ્બાથશાળાઓનાં છોકરાં તરફથી ભેટ તરીકે મળ્યો હતો), અને સને ૧૮૯૫માં તેનું નવું છાપરૂં થયું. સને ૧૯૦૫માં મરહુમ હેન્ડરસન સાહેબની મહેનતથી તેમાં વિશેષ મોટો વધારો કરવામાં આવ્યો, અને ત્યાર પછી પણ જુદા જુદા સાહેબોના શ્રમથી તથા જુદાં જુદાં ભાઇ-બહેનોની ઉદારતાથી દેવળને શોભાવવાને માટે ઘણા સુધારા કરવામાં આવ્યા છે.

આ પ્રમાણે બોરસદમાં ખ્રિસ્તની મંડળીની સ્થાપના થઇ. પણ હાલના સમયની અને તે સમયની વાતની સરખામણી કરો. સને ૧૮૭૦માં બોરસદમાં દેવળ હતું, બંગલો હતો, નિશાળ હતી, ઘરોની ત્રણ ઓળ હતી, ચોરો પણ હતો, અને ખ્રિસ્તીઓની ૧૪૮ જેટલી વસ્તી હતી. અને આજની વાત ? મોટું દેવળ, ત્રણ બંગલા, બે નિશાળ, દવાખાનું, અનાથાશ્રમ, છાત્રાલય, બાળાશ્રમ, ટ્રેનિંગ કાલેજ, હુન્નરશાળા, આઠ પરાં (બોરસદ તાબેનાં ૫ અને ખંભાત તાબેનાં ૩), અને (ખંભાત સુદ્ધાં) ૧,૫૫૦ જેટલી ખ્રિસ્તી વસ્તી છે. પ્રભુના નામની સ્તુતિ થાઓ!

એ બધા વખતનો ઇતિહાસ કેમ લખાય? સાલવારના બનાવો નોંધી શકાય ખરા, જેવા કે (૧) સને ૧૮૭૪માં ભંગી જાતના બે ભાઈ ખ્રિસ્તી થયા. તેઓ જ્યારે બે વર્ષ પછી (૧૮૭૬) પ્રભુભોજનમાં ભાગ લેનાર થયા, ત્યારે જૂના ખ્રિસ્તીઓમાંના કેટલાક પોતાના પ્રભુનો ઇન્કાર કરીને પાછા હઠી ગયા : (૨) સને ૧૮૮૦માં બુકડીલનું પરૂં બંધાયું; (૩) સને ૧૮૮૪ના એપ્રીલ માસની શરૂઆતે મોટો મેળો ભરાયો, તેમાં ૮૦૦ ભાઇબ્હેનો હાજર થયાં, અને પ્રભુ-ભોજન પાળતી વખતે ૧૮૦ જણ પ્રભુની મેજ પાસે બેઠાં; એવી એવી નોંધ આપણામાંનાં ઘણાં કરી શકે એમ છે. પણ તે સર્વ વખત દરમિયાન કરેલી પ્રાર્થનાઓ, પાડેલાં આંસુ, ઉતારેલો પરસેવો, નિરાશામાં ગરક થએલી આશાઓ, સફળ થએલી મહેનતને લીધે કરેલી સ્તુતિ, પ્રભુનાં સેવકોએ તથા સેવિકાઓએ ઉઠાવેલો શ્રમ, તેઓનું દુ:ખસહન, સહનશીલતા, પ્રેમભાવ—એ સર્વનું વૃત્તાંત કોનાથી લખાય? તોપણ બાહ્ય સાધનોથી નહિ, પણ એવાંજ આંતરિક સાધનો વડે ખ્રિસ્તી મંડળીની સ્થાપના, વૃદ્ધિ તથા ઉન્નતિ થાય છે. મંદિરમાંની બત્તી સળગતી રહે, તે માટે કૂટી કાઢેલું શુદ્ધ તેલ જોઇએ છે.

પણ દહેવાણનું શું થયું, તે જાણવાની સહુ કોઇની ઇચ્છા થાય. બોરસદ-માંનું કામ વધી જવાને કારણે બોરસદમાં કાયમ રહેવું સાહેબોને વધારે સુગમ પડ્યું, તેથી દહેવાણમાંનો બંગલો ખાલી રહેવાથી ધીમે ધીમે બેસી ગયો, અને

રાણીપુરમાં જ્યારે સાહેબોના ઉપયોગ માટે નાનો ઉતારો બાંધવામાં આવ્યો, (૧૮૭૦) ત્યારે દહેવાણમાંના બંગલાનો જે કાટમાલ રહ્યો, તે તેના બાંધકામમાં વાપરવામાં આવ્યો. ત્યાર પછી દહેવાણમાં મિશનનું નામ માત્ર રહ્યું.

શું ત્યાં જે સુંદર દ્રાક્ષાવાડી રોપવામાં આવી હતી, તેનું કંઇ પણ નિશાન રહ્યું નહિ? હા, એક નિશાન છે ખરૂં. મિશનના ખેતરને એક ખૂણે સમડીના ઝાડ નીચે જે ચણેલી કબર આજદિન સુધી રહેલી છે, તેજ નિશાન છે. તે કબર સિવાય બીજું કશું નથી. પણ તે એકલી પડેલી કબર ચિહ્નરૂપ નથી શું? જેમ રાજકોટમાં ગ્લાસ્ગો સાહેબના નાના બાળકની કોમળ કાયાને સારૂ ખોદેલી કબર ચિહ્નરૂપ થઇ, તેમ દહેવાણમાં એકલી પડેલી આ અજાણ્યા ખ્રિસ્તી માણસની કબર કેમ ચિહ્નરૂપ નહિ હોય? મહીકાંઠાનો પ્રદેશ આપણી મંડળીને સારૂ વચનનો દેશ છે, એમ મૂંગે સ્વરે કહીને દહેવાણ પાછા આવવા માટે તે આપણને અહર્નિશ વિનવ્યા કરતી નથી શું? ભાઇઓ, આ આનંદોત્સવ વખતે આપણે દહેવાણમાં એકલી પડેલી કબરનો પડકાર સાંભળીને ત્યાં પાછા જઇને તેની મધ્યે વધસ્તંભરૂપી ધ્વજા ફરકાવીએ.

## (૩) અમદાવાદ (૧૮૬૧)

મેધસ્તંભ હજુ આગળ ને આગળ વધતો જાય છે! અમદાવાદ મુસ્લીમ રાજ્યનું જૂનું પાટનગર હતું, અને હજુ પણ મુંબઇ ઇલાકાના ઉત્તર વિભાગનું મુખ્ય સ્થળ છે. તે વસ્તીવાળા શહેરમાં આપણા સાહેબોએ અત્યાર સુધી કોઇ પ્રકારની સંસ્થાનો પાયો નાખ્યો નહોતો, તેનું શું કારણ હતું? તેનું કારણ એ નથી કે તેઓએ એવો વિચાર કર્યો નહોતો. પરંતુ આપણા સાહેબો સને ૧૮૪૧માં આ દેશમાં આવ્યા, ત્યાર પછી દસ વર્ષ સુધી તે સવાલ ઉઠાવવાની કંઇ જરૂર પડી નહિ, કેમકે સને ૧૮૪૧–૧૮૫૧ સુધી "પરદેશમાં સુવાર્તાપ્રચારક મંડળ" નામની એક સંસ્થા (S. P. G.)ના હાથતળે ત્રણ પાદરી સાહેબો ત્યાં કામ ચલાવતા હતા. જ્યારે કંઇ કારણસર તે સોસાયટીને સને ૧૮૫૧માં અમદાવાદ છોડી દેવું પડ્યું, ત્યારે "BOMBAY GUARDIAN" નામનું તે સમયનું એક લોકપ્રિય છાપું હતું, તેમાં એક ધાર્મિક સાહેબે નનામો પત્ર છપાવીને એવું જાહેર કર્યું, કે "જે કોઇ પ્રોટેસ્ટન્ટ મતની સોસાયટી અમદાવાદમાં પડતું મૂકેલું કામ હાથમાં લેશે, તેને હું રૂ. ૨,૦૦૦ જેટલી મદદ આપીશ." આ પત્ર રેવ. જેમ્સ મરી સાહેબે પોતાના અભિપ્રાય સાથે ડૉ. જેમ્સ મૉર્ગન સાહેબ પર રવાના કર્યો, જેથી બીજી સાલે (૧૮૫૨) માતુશ્રી મંડળીની મહાસભાએ પત્રમાં કરેલી વિનંતી સ્વીકારીને કારોબારી સમિતિને બનતી તાકીદે અમદાવાદમાં કામ શરૂ કરાવવાની સૂચના કરી.

સને ૧૮૫૨માં એવો ઠરાવ પસાર થયો. પરંતુ સને ૧૮૬૩ સુધી તેનો અમલ કરવામાં આવ્યો નહિ. એમ બનવાનું મુખ્ય કારણ તે કામદારોની અછત હતી, કેમકે સને ૧૮૫૫ની સાલમાં રેવ. ડનલૉપ મૂર નામના એક નવા સાહેબ આવ્યા હતા ખરા, પણ બીજા એક સાહેબે પોતાનું રાજીનામું આપ્યું અને બીજા એેને રજા પર જવું પડયું, તે કારણને લીધે સને ૧૮૬૩ના ડીસેંબર મહિના અગાઉ મૂર સાહેબની નીમણૂક અમદાવાદમાં થાય, એ તદ્દન અસંભવિત હતું. વચગાળે માંદા પડયાને લીધે મૂર સાહેબને પણ રજા લેવી પડી, અને જો કે સને ૧૮૬૧માં તે સ્થળ ખોલવાની વ્યવસ્થા કરવામાં આવી હતી, તો પણ જ્યાં સુધી મૂર સાહેબ રજા પરથી પાછા નહિ આવ્યા, ત્યાં સુધી તે ખાલી પડી રહ્યું. સને ૧૮૬૩માં તેઓએ આવીને અમદાવાદમાં આપણા મિશનના કામની શરૂઆત કરી. આ પ્રકરણને પણ "ઈશ્વરની આંગળી" એવું મથાળું છાજે છે.

મોટું, ધનાઢય નગર, વિશાળ વેપારનું મથક, તેથી મૂર સાહેબ આવી પહોંચ્યા, કે તરત ચોગરદમથી તેઓને અંગ્રેજી નિશાળ ખોલવાની અરજીઓ કરવામાં આવી, તેમાં કંઇ નવાઇ જેવું નથી. વળી પોતાની સહાનુભૂતિ દર્શાવવાને સારૂ શહેરમાં રહેનારાં મડમ સાહેબોએ કલેક્ટર સાહેબનાં મડમ સાહેબની આગેવાની નીચે રૂ. ૧,૧૦૦નું નિશાળખાતાને સારૂ ઉઘરાણું કર્યું. એવી સહાયથી સાહેબે સને ૧૮૬૬ના જુન માસની ૧લી તારીખે એક ઘર ભાડે રાખીને અંગ્રેજી નિશાળનું ઉદ્‌ઘાટન કર્યું. નિશાળમાં ઉઘડતે દિવસે ૧૦૦ વિદ્યાર્થી હાજર થયા પણ આ નિશાળના ખરા બાંધનાર તો રેવ. વિલ્યમ મકમોર્ડી સાહેબ હતા. તેઓ સાહેબ સાક્ષર હતા, અને તેમના ઉત્સાહ તથા શ્રમથી નિશાળ ઘણી આબાદ થઇ ગઇ. જમીન રાખીને આજે નિશાળનું જે સુંદર તથા સગવડવાળુ મકાન છે, તેનો તથા પાસેના બંગલાનો પાયો તેઓએ નાખ્યો, પરંતુ બાંધકામ પૂરૂં થયું, તે પહેલાં મંદવાડના કારણને લીધે સાહેબને વિલાયત જવું પડયું. સને ૧૮૭૫ના જાન્યુઆરીની ૧લી તારીખે બંગલો તૈયાર થયો, અને ૧લી જુને હાઇ સ્કૂલની ઉદ્‌ઘાટનક્રિયા કરવામાં આવી.

અમદાવાદમાં કામની શરૂઆત થઇ તે પહેલાં શહેર બહાર એક ઐતિહાસિક બનાવ બનવા પામ્યો હતો. મૂર સાહેબ અમદાવાદમાં રહેવા આવ્યા, તેને આગલે વર્ષે (૧૮૬૨) રાણીપુર ગામ વસાવવામાં આવ્યું. બોરસદમાં ખ્રિસ્તી લોકની વસ્તી એટલે સુધી વધી ગઇ હતી કે જેથી કરીને ખાસીવાડીમાં તેઓનો સમાવેશ નહિ થાય, તેમજ મિશનની જે થોડીઘણી જમીન હતી, તેને આધારે તેમનો નિર્વાહ પણ નહિ થાય, એવું થઈ પડયું હતું. તેથી કેટલાંક વર્ષથી કોઇ પણ અનુકૂળ સ્થળે બીજી જમીન શોધી કાઢીને તેમાં એક નવું પરૂં વસાવવાની

વાત ચર્ચાવવામાં આવતી હતી, પણ ચરોતરમાં સસ્તે ભાવે મળે એવી કોઇ પણ જમીન નહોતી, અને ધારો કે જમીન મળે તોય તેની કિંમતની વાત રહી. તે ખરીદવાના પૈસા, ઘરો બાંધવાના પૈસા, ખેતીવાડીનાં ઓજાર પૂરાં પાડવાના પૈસા કયાંથી લાવવા? પણ ફરીથી "ઇશ્વરની આંગળી" સ્પષ્ટ દેખાઇ આવી. રેવ. જોસફ ટેલર સાહેબ આવા વિચારો કરતાં કરતાં મૂંઝાઈ ગયા, એટલામાં પ્રભુના એક સેવક ઊભા થઇને જોઇતાં નાણાં વ્યાજે ધીરવાનું વચન આપ્યું. રસ્તો તરત ખુલ્લો થયો. ટેલર સાહેબ એકદમ જમીનની શોધખોળ કરવા નીકળ્યા, અને આખરે અમદાવાદની પાસે શાહવાડીની સીમમાં જોઇએ તેવી તથા જોઇએ તેટલી જમીન મળી. પેલા સાહેબે રૂ. ૫;૦૦૦ જેટલી મદદ આપવાનું કહ્યું હતું, પરંતુ આનંદની વાત છે કે તેઓ સાહેબની પાસેથી રૂ. ૨,૦૦૦થી વધારે પૈસા લેવાની જરૂર પડી નહિ. કારણ? કારણ કે જમીન, ઘરો, ઓજાર તથા બળદાદિને માટે બાકીના જે રૂ. ૨,૫૦૦ જોઇતા હતા, તે બધા પૈસા ખ્રિસ્તી ભાઈબહેનોએ પોતે પૂરા કરીને રાણીપુર ગામ વસાવવા સારૂ ત્યાં જનારા પોતાના ભાઇઓને અર્પી દીધા. રાણીપુર ગામનો પાયો સહકાર તથા પ્રેમભાવમાં નાખવામાં આવ્યો, તે આપણે કદી વિસારે મૂકવું નહિ.

સને ૧૮૬૨ના ચોમાસાને અંતે, તેર કુટુંબ, એટલે ૫૬ માણસોનો મોટો સંઘ શાહવાડી જવા સારૂ ખાસીવાડીથી ઊપડયો. તેઓનું નીકળવું પરદેશ જવા જેવું લાગ્યું હશે, પણ અમારી આગળ રસ્તો દેખાડનારો તથા અમારૂં રક્ષણ કરનારો યહોવાહનો મેઘસ્તંભ ચાલે છે, તો અમને શાનો ભય લાગે, એવો વિશ્વાસ રાખીને તેઓ નીકળ્યા. જમીન તો ખરાબા જેવી ખરી, તોપણ થોડા વખતમાં ખેડૂતોએ તેને સાફ કરીને ઘણી સુધારી. મિશન તરફથી ૧૪ ઘર બાંધવામાં આવ્યાં, પણ પંદર વર્ષની અંદર ખેડૂતો જે જે ઘરોમાં રહેતા હતા, તે સર્વ ઘરો તેઓએ પોતપોતાને સારૂ મિશન પાસેથી વેચાતાં રાખ્યાં હતાં, કેવળ એમ નહિ પણ તે ઉપરાંત તેઓએ પોતાને ખરચે બીજાં ૫૮ ઘર બંધાવ્યાં. તેજ સાલે (૧૮૭૭) રેવ. રૉબર્ટ ગિલેસ્પી સાહેબે ગામની વસ્તી ગણતરી કરી, એટલુંજ નહિ પણ ઢોરઢાંખર, વગેરેની સંખ્યા તેઓએ કાઢી, તે નીચે પ્રમાણે છે:—

બળદ—૭૮ : ગાય—૯ : વાછરડા—૩૫ : ભેંસ—૪૧ : પાડાં—૭૯ : ઘોડી—૨ : અંગ્રેજી હળ—૨૧ : ગાડાં—૧૪ : ગાડી—૧. તે સાલની વસ્તીગણતરી કેટલી થઇ, તે ચોકસાઇથી નહિ કહેવાય, પણ બીજી સાલે (૧૮૭૮) લોકની સંખ્યા નીચે પ્રમાણે હતી :—

પુરુષ—૬૯ : સ્ત્રી—૬૭ : છોકરા—૮૦ : છોડીઓ—૫૮ : નોકર—૧૭ : અનાથ—૭ : કૂલ ૩૨૨. કૂલ ૩૨૨માંનાં બાપ્તિસ્મી ૨૫૨ અને બિનબાપ્તિસ્મી ૭૦ હતાં.

શરૂઆતથી જ નિશાળ હતી, તેમાં જાહેર ભજનસેવા ચલાવવામાં આવતી હતી. પણ સને ૧૮૭૬માં ગિલેસ્પી સાહેબની સાહસિક આગેવાની નીચે એક પ્રાર્થનામંદિર તૈયાર કરવામાં આવ્યું. જેમ ભાઇબહેનોના સહકારથી રાણીપુર ગામ વસાવવામાં આવ્યું હતું, તેમ ગામના લોકના સ્વાર્પણથી તથા બીજી બધી મંડળીઓની કિંમતી મદદથી રાણીપુરનું દેવળ બાંધવામાં આવ્યું. માર્ચ માસની ૧૧મીએ પિતાતુલ્ય રેવ. રૉબર્ટ મંટગમરી સાહેબને શુભ હસ્તે તેની પ્રતિષ્ઠાક્રિયા કરવામાં આવી. દેવળનું ઉદ્‌ઘાટન થયું, ત્યારે થએલા ખરચને અંગે એક પાઇ જેટલો હિસાબ ચૂકવવાનું બાકી રહ્યું નહિ, તે કેટલી બધી ઉત્તેજનદાયક વાત છે. ગિલેસ્પી સાહેબ "કુશળ મિસ્ત્રી" હતા, તોપણ બાંધકામની કંઇક ખામીને લીધે સને ૧૮૯૩ના ઑક્ટોબરની ૨૮મી તારીખે રવિવારે સવારે દેવળ એકાએક બેસી ગયું. પણ લોક હિંમત હારી ગયા નહિ. તે વખતે ઈશ્વરકૃપાએ ગિલેસ્પી સાહેબની નમણુક ફરીથી અમદાવાદમાં કરવામાં આવી હતી, તેઓએ બીજીવાર દેવળ બંધાવવાનું કામ હાથમાં લીધું. પરિણામે પહેલા કરતાં એક સુંદર, મોટું તથા ઘણી સગવડવાળું જે દેવળ આજ સુધી છે, તે બંધાઇ ગયું.

રાણીપુર વિષે એક જાણવા જેવી વાત એ છે કે બેચાર ઘર તથા થોડીઘણી જમીન સિવાય બીજાં બધાં ઘર તથા બીજી બધી જમીન પોતાની માલકીનાં છે. બીજી પણ એવી વાત છે કે તે મોટા શહેરની નજીક વસાવેલું છે, તેથી ખેતી મૂકીને ગામનાં ઘણાં માણસોએ શહેરમાં નોકરી લીધી છે. હાલ (૧૯૪૦) રાણીપુરમાં ૧૦૦ ઘર છે, અને ૪૦૦ માણસ જેટલી વસ્તી છે.

રાણીપુરમાં દેવળ બંધાઇ ગયું હતું, પણ હજુ શહેરમાં ભજનસેવાને અર્થે એવી સગવડ કરવામાં આવી નહોતી. ખાસ કંઇ અગવડ નહોતી, કેમકે હાઇ સ્કૂલના મેડા પર જે મોટો ઓરડો છે, તેમાં રવિવારની ભજનક્રિયાઓ ચલાવવામાં આવતી હતી. પણ સને ૧૯૦૦માં મરહૂમ ડૉ. સ્ટીલ સાહેબે તે કામ ઉપાડી લીધું, અને મેની ૧લી તારીખે મરહૂમ ડૉ. ટેલર સાહેબના હાથથી આજે જે ભવ્ય દેવળ છે, તેનો પાયો નાખવાની ક્રિયા કરવામાં આવી. બીજે વર્ષે, ૬ટ્ઠી એપ્રિલે, તે ખોલવામાં આવ્યું. બાંધકામ હજુ ચાલતું હતું, એટલામાં છપ્પનિયા વખતે નિરાધાર સ્ત્રીબાળકોની ગજા ઉપરાંતની કરેલી સેવા તથા સારવારને લીધે નિર્ગત થઇ ગએલાં વ્હાલાં સ્ટીલ મડમ સાહેબનું સને ૧૯૦૦ના સપ્ટેમ્બરની ૧૧મી તારીખે અકાળ અવસાન થયું હતું, તેઓના સ્મરણાર્થે દેવળના બારણા આગળ જે પરસાળ છે, તેમાં પથ્થરની એક ઘણી રમણીય નકશીવાળી બારી મૂકવામાં આવી.

સને ૧૮૭૮માં અમદાવાદ શહેરમાં રહેનાર ખ્રિસ્તીઓની સંખ્યા ૨૪ હતી. આજે (સને ૧૯૩૯ના ખરડા પ્રમાણે) ખ્રિસ્તીઓની સંખ્યા ૧,૩૭૧ છે. આ મોટી સંખ્યાનો ઘણોખરો ભાગ ગામડાંમાંથી આવેલા ખ્રિસ્તીઓનો હશે; સ્થાનિક ખ્રિસ્તીઓ થોડાં છે. એક તરફ જોતાં સંખ્યા તો મોટી છે, પરંતુ શહેરની કુલ વસ્તી (૫,૦૦,૦૦૦) તરફ જોતાં તે કેટલી બધી જૂજ દેખાય છે. તોપણ સંખ્યા ઉપર આપણો આધાર રહેલો નથી. આપણો આધાર તે આપણો પ્રભુ છે, અને "થોડાની મારફતે કે ઘણાની મારફતે બચાવવાને યહોવાહને કંઇ અડચણ નથી." એક જૂના રીપોર્ટમાં (૧૮૭૪) અમદાવાદમાંના જે થોડા ખ્રિસ્તીઓ તે સમયે હતા, તેઓના વિષે એમ લખેલું છે, કે "જે ખ્રિસ્તીઓ મિશન કામદાર નથી, તેઓમાંના કેટલાએક સુવાર્તાને સારૂ પોતાના ઉત્સાહને લીધે કામકાજથી જ્યારે પરવારી રહે, ત્યારે સ્તુત્ય દેવના મહિમાની સુવાર્તા પ્રગટ કરવાને માટે તેઓ પોતાના નવરાશના વખતનો ઉપયોગ કરે છે." ઈશ્વરના રાજ્યનો ફેલાવ કરવાની ખરી પદ્ધતિ એજ છે. આ શુભ કાર્યમાં અમદાવાદમાંની મંડળી આ નવા શતકમાં ફરીથી આપણે મોખરે આવે!

## (૪) આણંદ (૧૮૭૬)

હવે આણંદ! પણ આપણે આણંદ પહોંચીએ, તે પહેલાં ઘણું વીતવાનું છે. મેઘસ્તંભ જો આગળ વધે, તો જ આપણાથી આગળ જવાય, નહિ તો નહિ. હાલ તે થંભી ગયો હોય, એવું લાગે છે. દસ વર્ષ થયાં કોઇ નવા સાહેબ આવ્યા નહોતા, અને બે જૂના કામદાર, એટલે ડૉ. જેમ્સ ગ્લાસ્ગો સાહેબ (૧૮૬૪) અને રેવ. જેમ્સ મકી સાહેબ (૧૮૬૫) વૃદ્ધાવસ્થાએ પહોંચવાથી વિલાયત પાછા ગયા હતા. હવે પ્રથમ આવેલા સાહેબોમાંના એકલા રેવ. રોબર્ટ મંટગમરી સાહેબ રહ્યા. પણ એકાએક મેઘસ્તંભ ઊપડયો. એક પછી એક ફસલના ધણીએ પોતાની ફસલને સારૂ છ મજૂરોને મોકલ્યા, એટલે:—સને ૧૮૬૪—રેવ. વિલ્યમ ડિકસન તથા રેવ. ટી. એલ. વેલ્સ

સને ૧૮૬૫—રેવ. વિલ્યમ બીટી
સને ૧૮૬૬—રેવ. જ્યોર્જ ટી. રે
સને ૧૮૬૭—રેવ. વિલ્યમ મકમૉર્ડી
સને ૧૮૬૮—રેવ. રોબર્ટ ગિલેસ્પી

આ જુવાન સૈનિકોના હાથમાં ડૉ. ગ્લાસ્ગો સાહેબ તથા મકી સાહેબ પોતાનાં શસ્ત્ર સોંપીને ગયા. તે બધા સાહેબો પરણેલા પણ હતા, અને સાહેબોએ ખ્રિસ્ત તથા તેની મંડળીની જેટલી સેવા કરી, તેટલી જ સેવા તેઓનાં કોમળ કાયાવાળાં મડમ સાહેબોએ પણ પોતાના જીવ ખરચી નાખીને બજાવી.

ડૉ. વિલ્યમ બીટીનાં દયાળુ સ્વભાવનાં મડમ સાહેબના મરણની વાત આપણા સઘળા લોકને માલૂમ હશે, કે સને ૧૮૯૨ના ઑક્ટોબર માસમાં તેઓ તથા ડૉ. મેરી મકજ્યૉર્જ જે વહાણમાં રજા પરથી પાછાં આવતાં હતાં, તે પૉર્ટયુગલ દેશના કિનારા પર અથડાઇને સમૂળગું નાશ પામ્યું, અને ૧૧૩ ઉતારૂઓ ડૂબી મૂઆં. તે સંખ્યામાં ખ્રિસ્તમાં આપણાં વ્હાલાં બહેનો પણ આવી ગયાં. આપણા પ્રભુ ઇસુ ખ્રિસ્તના નામને સારૂ જેઓ પોતાના જીવ જોખમમાં નાખે છે, તેઓને ધન્યવાદ હો !

રેવ. વિલ્યમ ડિક્સન સાહેબનો ટૂંકો હેવાલ ઉપર આપવામાં આવ્યો છે. સુરતમાં સાત જ વર્ષની પ્રશંસનીય સેવા કર્યા બાદ પાંત્રીસ વર્ષની વયે ભરજુવાની-માં પ્રભુએ આપણી મધ્યેથી તેઓને લઇ લીધા. તેમની ખાલી પડેલી જગાએ રેવ. ટી. એલ. વેલ્સ સાહેબની નીમણુક કરવામાં આવી (૧૮૭૧). તેઓ ડિક્સન સાહેબ જેવા ઉત્સુક, પોતે ભણેલા તથા બીજાઓને ભણાવવામાં બાહોશ હતા, જેથી તેમના હાથ નીચે હાઇ સ્કૂલની સ્થિતિ સુધરતી ગઈ. આજદિન સુધી અંગ્રેજી ભાષાના અભ્યાસનો આરંભ કરનાર છોકરાંને સરળતાથી શીખવવાને સારૂ "પાઠમાળા" નામના પુસ્તકની જે હારમાળા છે ને બધે વપરાય છે, તે વેલ્સ સાહેબકૃત છે. કાપણીને સારૂ પાકી ચૂકેલાં ખેતરોમાં મહેનત કરવા એવા ભાવિક કામદારની કેટલી બધી અગત્ય હતી! તો પણ તેઓ વધારે વખત આપણી સાથે રહે, એવી આપણા શીરપતિની ઇચ્છા નહોતી. તેર વર્ષની ઘણી સફળ સેવા કર્યા બાદ સુરતમાં સને ૧૮૭૭ના સપ્ટેંબરની ૩૦મી તારીખે એક જ રાતના મંદવાડ પછી તેઓ સાહેબ પોતાની દોડ પૂરી કરીને પ્રભુમાં ઊંઘી ગયા. પ્રભુના વિચારો આપણા વિચારો નથી. વેલ્સ સાહેબ પહેલવહેલા આવ્યા, ત્યારે તેમની નિમણુક રાજકોટમાં થઇ. રાજકોટ જવાની આજકાલની મુસાફરી પણ બહુ સંતોષકારક નહિ કહેવાય! પણ વેલ્સ સાહેબને ઊંટ પર સવારી કરીને જવું પડયું, તેમને રાજકોટ પહોંચતાં આઠ દિવસ લાગ્યા!

રેવ. ડૉ. વિલ્યમ બીટી સાહેબનું નામ અમર રહેવાનાં ઘણાં કારણ છે, પણ મુખ્ય કારણ એ છે કે નવી ઢબ પ્રમાણેનું પ્રથમ પરૂં બંધાવનાર તેઓ સાહેબ હતા, એટલે સને ૧૮૭૧માં ઘોઘા તાબે વાલેસપુર નામનું જે સરસ પરૂં છે, તે તેઓએ બંધાવ્યું. રેવ. વિલ્યમ મકમૉર્ડી સાહેબની તેમજ રેવ. રૉબર્ટ ગિલેસ્પી સાહેબની કેટલીએક વાતો અમદાવાદ વિષેના પ્રકરણમાં આવી ગઇ. ગિલેસ્પી સાહેબના વડા દીકરા "સામ સાહેબ" તથા ડૉ. બીટી સાહેબના દીકરા ડૉ. માર્ટીન ડબ્લ્યુ. બીટી, તે બેઉ સાહેબોને ઘણાખરા વાચકો સારી પેઠે ઓળખતા હશે. સામ ગિલેસ્પી સાહેબનું મરણ સને ૧૯૨૮માં સુરતમાં એકાએક થયું. તેઓ સાહેબે તેત્રીસ વર્ષની ઉત્તમ સેવા બજાવતાં આખા ખ્રિસ્તી સમાજનો પ્યાર સંપાદન કર્યો હતો.

રેવ. જ્યોર્જ ટી. રે સાહેબ આવ્યા ત્યારે તેઓને બોરસદ મોકલવામાં આવ્યા. જે કુટુંબો રાણીપુર રહેવા ગયાં હતાં, તેમના જવાથી બોરસદની મંડળીને ભારે ખોટ લાગી હતી ખરી, પણ કામ અટકી ગયું નહિ, એથી ઊલટું તે આગળ વધતું ગયું. ખાસીવાડીની વાત આણંદ પહોંચી ગઇ, જેથી ત્યાંના વણકર લોકે રેવ. રે સાહેબને તેઓને માટે નિશાળ ખોલવાની અરજી કરી. તેઓનો ખરો ભાવ છે કે કેમ, તે જાણવા સારૂ સાહેબે તેમને અજમાવી જોઇને તેમને મદદ આપવાનું સૂચવ્યું. તરત તેઓએ રૂ. ૨૫૦ ભેગા કરવાનું વચન દીધું, અને તે વચન તેઓએ પાળ્યું પણ ખરૂં. તેમની ઉત્કંઠા જોઇને નિશાળને માટે સાહેબે ગામમાં એક કોટડી ભાડે રાખી, અને શિક્ષકોને રહેવા માટે તંબુ ઊભો કરાવ્યો. પરંતુ વર્ષાકાળે તંબુમાં રહેવું નહિ ફાવે, તેથી બીજી સાલે (૧૮૭૯) સાહેબે નિશાળનો એક ઓરડો તથા શિક્ષકોને માટે બે કોટડી બંધાવ્યાં. આ નિશાળમાં ગોપાળભાઈ મુળજીભાઇએ પણ કેટલાંક વર્ષ કામ કર્યું હતું, ને કેટલાક ઘરડાઓ તેમને યાદ કરે છે.

આવી રીને આણંદમાં મિશનનો પ્રવેશ થયો. કામ સંતોષકારક રીતે ચાલતું હતું, એટલામાં ઘણા માંદા પડયાને લીધે રે સાહેબને રજા પર જવું પડયું (૧૮૭૨). તે વખતે બોરસદમાં બે મિશનરીઓ રહેતા હતા, એટલે પિતાતુલ્ય રેવ. જોસફ ટેલર સાહેબ તથા નવા આવેલા રેવ. જૉન હ્યુઈટ સાહેબ (૧૮૭૪). હ્યુઈટ સાહેબ બીજા બધા સાહેબો જેવા ઘણા સાક્ષર હતા. વળી તેઓ શરીરે પણ મજબૂત હતા. પરંતુ ઉત્સાહને લીધે તેઓ જુવાન સાહેબે પોતાની શક્તિ ઉપરાંતનો બોજો ઉપાડયો, અને હજુ તેઓના આવ્યાને બે વર્ષ પૂરાં થયાં નહોતાં, એટલામાં સને ૧૮૭૬ના ઑગસ્ટની ૨જી તારીખે તેઓનું મરણ થયું. તે સાલે ખઢાણા ગામમાં દેવળનું બાંધકામ ચાલતું હતું, અને મરહૂમ ડૉ. દલપતભાઈના મુખથી અમે એવું સાંભળ્યું, કે તે કામ પર જોઇતી દેખરેખ રાખવાને માટે હ્યુઇટ સાહેબ કંઇ ભાથું સાથે લઇને ઊંટ પર સ્વાર થઇને મોટી સવારે બોરસદથી નીકળીને આખો દિવસ ખઢાણામાં રહેતા. ભાઇઓ, એવા આત્મભોગ આપનારાઓના શ્રમ તથા પરસેવાથી આપણી વહાલી મંડળી બાંધવામાં આવેલી છે. ફરીથી પૂછવું પડે છે, કે મૂએલાઓને સારૂ બાપ્તિસ્મા પામવા કોણ તૈયાર છે?

હ્યુઇટ સાહેબનું દુઃખદ અવસાન થયું, તે પહેલાં સને ૧૮૭૫માં વડીલ-સભાએ આણંદમાં એક મિશનેરીને રાખવાની મંજૂરી માતુશ્રી મંડળી પાસેથી મંગાવી લીધી હતી. તે ઠરાવ પ્રમાણે સને ૧૮૭૬માં નડીઆદ તથા આણંદમાં દેવળો બાંધવાને સારૂ જમીન રાખવામાં આવી, અને નડીઆદના દેવળનું બાંધકામ શરૂ કરવામાં આવ્યું. આ બધી વ્યવસ્થાઓ કરનાર તો જોસફ ટેલર સાહેબ હતા,

માટે રેવ. રૉબર્ટ મંટગમરી સાહેબ ફારેગ થઇને સુરતથી નીકળ્યા, તેને લીધે જ્યારે ટેલર સાહેબની નિમણુક સુરતમાં થઇ, ત્યારે ચરોતરમાંનાં બધાંને દુઃખ લાગે તે સ્વાભાવિક હતું. બોરસદમાંની મંડળી તેઓ સાહેબના બાળક સમાન નહોતી શું? તે તેમના હાથનો ઉછેર નહોતો શું? તેઓ સાહેબ સિવાય રાણીપુર ગામ વસાવનાર બીજા કોણ હતા? જેમ મીલેતસ બંદર આગળ પ્રેરિત પાઊલની વિદાયગીરીને લીધે ભેગા થએલા સઘળા વડીલો બહુ રડ્યા, તેમ રેવ. જોસફ ટેલર સાહેબ સુરત જવા સારૂ બોરસદથી ઊપડ્યા, ત્યારે પ્રાર્થનાઓ તથા રૂદનના અવાજ સિવાય બીજું કંઇ સાંભળવામાં આવ્યું નહિ. સુરતમાં તેઓએ કાઢેલાં, બીજાં ચાર વર્ષ તેઓનાં છેલ્લાં વર્ષ પણ થયાં, કેમકે સને ૧૮૮૧ની સાલમાં તેઓ સાહેબ રજા પર ગયા, ત્યારે વિલાયતમાં, જુન ૨૭એ, તેઓનું મરણ થયું. પરંતુ તેઓ હજુ સુરતમાં હતા, એટલામાં તેઓને મહાનંદ પામવાનું એ કારણ મળ્યું કે સને ૧૮૭૭માં વિદ્યાભ્યાસમાં નામાંકિત થએલા તેઓના પુત્ર રેવ. જ્યોર્જ પી. ટેલર સાહેબ આ દેશમાં આવી પહોંચીને પોતાના પિતાશ્રીની સાથે રહેવા તથા કામ કરવા નીમાયા. રેવ. જ્યોર્જ ટેલર સાહેબનાં મડમ સાહેબ પણ પોતાના ધણી જેવાં સાક્ષર હતાં. તેઓ મર્હૂમ રેવ. જેમ્સ વૉલેસ સાહેબની દીકરી હતાં.

ચરોતરમાં ઉપરોક્ત ફેરફારો કરવામાં આવતા હતા, એટલામાં આયર્લાન્ડમાં પણ મિશનની કારોબારી સમિતિમાં એક મોટો ફેરફાર થયો હતો. ડૉ. જેમ્સ મોર્ગન સાહેબ સને ૧૮૭૧માં ફારેગ થયા, તેઓની જગાએ ડૉ. વિલ્યમ ફ્લેમિંગ સ્ટીવન્સન સાહેબ મંડળીની મહાસભાથી નિમાયા. તેઓ સાહેબ ખરેખર ઇસ્રાએલમાં મહાન સરદાર જેવા હતા. ભક્તિભાવ, વિદ્યા, વ્યાવહારિક સુબુદ્ધિ—ગમે તે તરફ આપણે જોઇએ, તોય તેઓ પોતાના બીજા બધા ભાઇઓ કરતાં ઉત્કૃષ્ટ જણાય છે. તેઓ સર્વ સદ્ગુણનો ભંડાર હતા. તો પણ તેઓ બાળક જેવા નમ્ર હતા. ડો. સ્ટીવનસન સાહેબની કારકિર્દીનો સમય બહુ લાંબો નહોતો, તો પણ તે દરમ્યાન આ ખાતાનું કામ કેવું આગળ વધ્યું, તે આપણે આગળ જતાં જોઇશું.

સને ૧૮૮૬માં જીવનભર તનતોડ કરેલી મહેનતને લીધે થાકી ગએલું તેઓ સાહેબનું હૃદય એકાએક બંધ પડ્યું. આમ પ્રભુએ પોતાની પાસે આ શૂરવીર સૈનિકને બોલાવી લીધા. માતુશ્રી મંડળીની ડો. સ્ટીવનસન સાહેબે જે બેહદ સેવા બજાવી હતી, તે ઉપરાંત તેઓ આપણી મંડળીને બે સર્વોત્તમ દાન આપીને ગયા, એટલે તેમના દીકરા રેવ. જે. સિંક્લેર સ્ટીવનસન સાહેબ તથા તેમનાં દીકરી ડો. મિસ મ્યુરીએલ સ્ટીવનસન સાહેબ.

ડો. ફ્લેમિંગ સ્ટીવનસન સાહેબની નિમણુકનાં બે મોટાં પરિણામ થોડા જ વખતમાં થવા પામ્યાં. પહેલું તો એ હતું કે માતુશ્રી મંડળીમાં ફરીથી પરદેશમાં

ચાલતા ધર્મપ્રચાર સંબંધી જાગૃતિ થઇ. સને ૧૮૬૯માં આપણી માતુશ્રી મંડળી તરફથી ચીન દેશના મન્ચુરીઆ પ્રાંતમાં કામ શરૂ કરવામાં આવ્યું હતું. વળી સને ૧૮૭૪માં ઇશ્વરવિદ્યાશાળામાંથી પસાર થએલાઓમાંના સહુથી સારા ત્રણ વિદ્યાર્થીઓએ સ્વેચ્છાએ આ દેશમાં આવવાનું કબૂલ કર્યું. તેઓ કોણ કોણ હતા? એક તો રેવ. જોન હુઇટ, એમ. એ., એલએલ. બી. હતા, જેમના વિષે ટૂંકી વાત આગળ આવી ગઇ, બીજા બે રેવ. વિલ્યમ વોલેસ બ્રાઉન, એમ. એ. તથા રેવ. જોન શિલેડી, એમ. એ. હતા. બીજું જે પરિણામ થયું તે એ હતું, કે સને ૧૮૭૪ની સાલમાં ઝનાના મિશનની સ્થાપના થઇ, અને તેજ સાલે તે સંસ્થાની પ્રથમ સેવિકા મિસ સુસન ઇ. બ્રાઉન સાહેબ પોતાના ભાઇની સાથે આવી પહોંચ્યાં. ઇશ્વરકૃપાએ મિસ બ્રાઉન સાહેબ હજુ હયાત છે, અને હજુ પણ આપણા સર્વ કામમાં તેઓ પૂરતો રસ લે છે.

ફારેગ થયા પછી લોકપ્રિય ડૉ. જેમ્સ મોર્ગન સાહેબ વધારે વર્ષ જીવતા રહેવા પામ્યા નહિ. ત્યાર પછીની ત્રીજી સાલે તેઓ સાહેબ મરણ પામ્યા. ધર્મપ્રચારની બધી પ્રવૃત્તિઓમાં તેઓ માતુશ્રી મંડળીના અગ્રેસર હતા, તે કારણને લીધે ગુજરાતમાંની મંડળી તેઓ સાહેબની ખરેખરી ઋણી છે.

સુરતમાં એક વર્ષ રહ્યા પછી બ્રાઉન સાહેબ તથા મિસ બ્રાઉન સાહેબની બદલી બોરસદ થઇ (૧૮૭૬). પરંતુ ઇશ્વરની એવી ઇચ્છા નહોતી કે તેઓ ગુજરાતમાં વધારે વર્ષ ગાળે. છ વર્ષ પછી તંદુરસ્ત નહિ રહેવાને લીધે ભાઇ તથા બહેન બેઉને રજા પર જવું પડ્યું (૧૮૮૨). તબિયત સુધરવાની સાહેબની જે આશા હતી તે નિષ્ફળ થઇ, તેથી સને ૧૮૮૮ની સાલમાં ઘણી દિલગીરીની સાથે તેઓને રાજીનામું આપવું પડ્યું. તોપણ તે ટૂંક મુદતમાં (૧૮૭૬–૧૮૮૨) બ્રાઉન સાહેબ તથા મિસ બ્રાઉન સાહેબથી મંડળીની જે અમૂલ્ય સેવા બજાવવામાં આવી, તે આપણાથી કદી વીસરી જવાય એમ નથી. સાહેબનું નામ આપણી મંડળીમાં અમર રહેવાનું મુખ્ય કારણ એ છે, કે તેઓ સાહેબના શ્રમ તથા ઉત્સાહથી બ્રુકહીલ ગામ વસાવવામાં આવ્યું (૧૮૮૦).

બ્રાઉન સાહેબની બદલી બોરસદમાં થઇ, તેજ સાલે શિલેડી સાહેબ આણંદ નિમાયા. તે શુભ સ્થળે તેઓ સાહેબે કરેલા કામનો ઉલ્લેખ આના જેવી નાની પુસ્તિકામાં કેમ કરીને કરીએ? તેઓ સાહેબનો ઉત્સાહ, તેઓનું મોટું મન, તેઓની દીર્ઘદૃષ્ટિ, સામાજીક સેવા કરવાની તેઓની ખંત, ચિકિત્સા કરવામાં તેઓની તીવ્રતા, તેઓનો દયાભાવ, તેઓનો ન્યાયભાવ—આ સર્વનું વર્ણન કોનાથી કરાય? એમણે આપેલા ઠપકાથી કોણ કંપી ઊઠયો નહિ હોય? તેઓનાં પ્રેમમય વચનથી કોણ દિલાસો પામ્યો નહિ હોય? એમનો દેખાવ વાઘ જેવો, પણ હૃદય ગાય જેવું, એવું તેમના સંબંધી લોકનું માનવું હતું.

કામદારોમાંનો કોણ છે કે જેને તેઓ સાહેબ પાસેથી ઉત્તમ શિક્ષણ મળ્યું ન હોય? કયો ઉપદેશક છે કે જે તેઓની પાસેથી ઉત્તેજન પામ્યો ન હોય? આપણી મંડળીનું એક પણ ખાતું નથી કે જેના પર શિલેડી સાહેબની દીર્ઘદૃષ્ટિની છાપ નહિ પડેલી હોય, એમ કહીએ તો ચાલે. વાચકોને વહાલા સાહેબને ઓળખાવવાની ખાસ જરૂર જણાતી નથી, કેમકે તેઓના હાથનાં કામ હજુ સુધી આપણી મધ્યે હયાત છે, તે તેઓ સાહેબનું ગુણગાન કર્યે જાય છે.

ઉપર જણાવ્યા મુજબ વિલાયત જવા માટે રેવ. રોબર્ટ મંટગમરી સાહેબને મુક્ત કરવામાં આવે, તે માટે રેવ. જોસફ ટેલર સાહેબની બદલી બોરસદથી સુરત કરવામાં આવી. બીજે વર્ષે (સને ૧૮૭૭ના એપ્રિલ માસમાં) મંટગમરી સાહેબ પાંત્રીસ વર્ષની સર્વોત્તમ સેવા બજાવ્યા બાદ સ્વદેશ પધાર્યા. કયો મજૂર છે કે દિવસનો બોજો તથા તેની લૂ સહન કર્યા પછી સાંજ આવ્યે આરામ પામવાની આકાંક્ષા નહિ રાખે? તે પ્રમાણે આ વિશ્વાસુ સેવકને આરામ મળ્યો ખરો, અહીં નહિ, પણ આકાશમાં. સને ૧૮૮૦ના નવેમ્બરની ૩જી તારીખે સાંજની કૌટુંબિક પ્રાર્થના રીતસર ચલાવ્યા પછી તેઓ સૂઇ ગયા અને ઊંઘમાં ને ઊંઘમાં તેઓનો આત્મા પોતાના સ્વર્ગીય પિતા પાસે ગયો. પણ તેમાં રુદન કરવાનું કંઇ કારણ જણાતું નથી. આપણી મંડળીના દિલાસાને સારૂ તેઓએ આ મધુર ગીત રચ્યું નહોતું શું? કે

"અહીં હું પરદેશી છું, સ્વદેશ આકાશ;
રાનનો રહેવાસી છું, સ્વદેશ આકાશ."

ટેલર સાહેબની બદલી સુરત થઇ, ત્યારે રેવ. વિલ્યમ બ્રાઉન સાહેબને બોરસદ મોકલવામાં આવ્યા. તેજ વખતે શિલેડી સાહેબ આણંદ આવ્યા. અત્યાર સુધી બોરસદવાળા સાહેબો આણંદમાં ચાલતા કામ પર દેખરેખ રાખતા હતા. પણ હવે આણંદ એક અલાયદું મથક ગણવામાં આવ્યું, અને તેના કામને વાસ્તે એક મિશનરી સાહેબ અલગ કરાયા હતા. તો શિલેડી સાહેબ જેવા ભાવિક, ઉત્સાહી તથા બાહોશ સેવકની મહેનતથી તે કામ વેગે આગળ વધે, એમાં કંઇ અજાયબ જેવું નથી.

નડીઆદમાં દેવળ બાંધવાનું જે કામ શરૂ થયું હતું, તે શિલેડી સાહેબે પૂરૂં કરાવ્યું. વળી ખ્રિસ્તીઓના નિભાવને સારૂ કંઇ પણ વ્યવસ્થા કરવાની જરૂર છે, તે સમજીને ભાલેજની નજીક તેઓએ ૭૫ એકર જમીન વેચાતી રાખી. તે નવા પરામાં બીજી સાલે કૅરી સાહેબ નામે અલસ્ટર પ્રાંતના એક ધાર્મિક ગૃહસ્થ હતા, તેમની ઉદાર મદદથી દેવળ બાંધવામાં આવ્યું. તેજ વખતે આણંદમાં દેવળ બાંધવાની શિલેડી સાહેબે વ્યવસ્થા કરી, તેનો પાયો નાખવાની ક્રિયા સને ૧૮૭૮ના ફેબ્રુઆરી માસમાં માનવંત ફ્લેમિંગ સ્ટીવનસન મડમ સાહેબને શુભ

હસ્તે કરવામાં આવી. તે સાલે ડૉ. સ્ટીવનસન સાહબ તથા મડમ સાહેબ મન્ચુરીઆ પ્રાંતમાં આપણી માતુશ્રી મંડળીની સંસ્થાનું કામ જોવા માટે અમેરિકા થઇને ગયાં હતા, અને વિલાયત પાછાં ફરતાં આપણા મિશનની મુલાકાત લેવા તેઓ આવ્યાં હતાં. તે સુંદર દેવળ તો "બાળકોનું દેવળ" કહેવાય છે, કેમકે તે બાંધવાનું ખરચ આયર્લૅાંડની સાબ્બાથશાળાનાં છોકરા-છોડીઓએ પૂરૂં કર્યું. આણંદના દેવળનો ઘંટ તેના મધુર રણકાને લીધે બધે વખણાય છે, તે ઘંટ પણ ડૉ. ડેવીડ જી. બાર્કલૈ સાહેબે સને ૧૮૮૯માં ભેટ આપ્યો હતો. પ્રિય વાચકો, તે ભવ્ય પ્રાર્થનામંદિરમાં આપણે જેટલીવાર પ્રભુનું ભજન કરવા જઇએ, તેટલી વાર પ્રભુના કેટલા બધા સેવકોના આપણે ઋણી છીએ, તે યાદ રાખતાં પ્રભુની આગળ નમસ્કાર કરીને આપણે તેનો હૃદયપૂર્વક આભાર માનવો જોઇએ.

બાંધકામ પર દેખરેખ રાખવાની આટલી બધી જરૂર હોવા છતાં સાહેબ આણંદની આસપાસનાં ગામોમાં નિરંતર ફર્યા કરતા હતા, કેવળ એમ નહિ પણ ખ્રિસ્તીઓના નિર્વાહને સારૂ બીજી જમીનની શોધ કરવા તેમજ સુવાર્તા પ્રગટ કરવા તેઓએ પંચમહાલ સુધી પર્યટન કર્યું. જમીન તો મળી નહિ, પણ પાંચ વર્ષ સુધી (૧૮૭૯–૧૮૮૩) એક ઉપદેશકને ગોધરામાં રાખવામાં આવ્યો, અને તે બધા વખત દરમિયાન સરકારના એક અમલદાર સાહેબ તેનો પગાર પૂરો પાડતા હતા.

પંચમહાલમાં જમીન મળી નહિ, પણ સને ૧૮૮૦માં સાહેબે ચેતરસુંબાની પાસે ૧,૦૦૦ એકર જેટલી જમીન રાખીને સોળ કુટુંબોને ત્યાં વસાવ્યાં એવી રીતે કૅરીપુર પરાનો પાયો નાખવામાં આવ્યો. પહેલવહેલાં તે સોળ કુટુંબનાં માણસ ખુલ્લા મેદાનમાં પડી રહેતાં હતાં, પણ પછીથી તેઓને રહેવા સારૂ અઢાર ઘર બાંધવામાં આવ્યાં. તે દરમિયાન જમીન સાફસૂફ કરવામાં આવી, અને કૂવો ખોદાવ્યો. પરાની આસપાસની જમીનમાં પાણી સારૂં નહોતું. કોઇ ઠેકાણે તે ઊનું નીકળે તો કોઇ ઠેકાણે તે ખારૂં હોય. પણ ઇશ્વરની કૃપાથી કૅરીપુરના કૂવાનું નીર ટાઢું તથા મીઠું નીકળ્યું. જે સાહેબની ઉદાર મદદથી ભાલેજનું દેવળ બંધાઇ ગયું, તેજ સાહેબે, એટલે કૅરી સાહેબે, આ નવા પરાને સારૂ પણ દેવળ બંધાવવાનું વચન ક્યારનું (૧૮૮૩) આપ્યું હતું. આ વચનનો લાભ એકદમ લેવાય એમ નહોતું, પણ ડૉ. સ્ટીલ સાહેબના વખતમાં (૧૮૯૦) દેવળ બાંધવામાં આવ્યું. જ્યારથી પોતાના વચન પ્રમાણે માનવંત કૅરી સાહેબે જોઇતા પૈસા મોકલાવ્યા ત્યારથી (૧૮૮૮) તેઓની ઉદારતાના સ્મરણાર્થે 'ચેતરસુંબા' જે પાસેના ગામનું નામ છે, તેને બદલે વડીલસભાના ઠરાવથી આ નવા પરાનું નામ "કૅરીપુર" પાડવામાં આવ્યું.

આ બધો વખત શિલેડી સાહેબ તથા તેમનાં મડમ સાહેબ આણંદ ગામમાં રે સાહેબ જે નિશાળ બંધાવી હતી તેમાં રહેતાં હતાં. "તમે છતવાળાં ઘરો પોતાને સારૂ બાંધી રહ્યા છો, પણ યહોવાહનું મંદિર ઉજ્જડ પડી રહેલું છે," એમ કહીને પ્રબોધક હાગ્ગાયે પોતાના સમયના લોકનો દોષ કાઢ્યો. પણ એવો આક્ષેપ શિલેડી સાહેબ પર નહિ મૂકાય, કેમકે બંગલા બંધાવ્યા પહેલાં તેઓએ દેવળ બંધાવ્યું. જ્યારે તેઓને નિશાળમાં રહેવાનું મૂકી દેવું પડયું, ત્યારે બંગલો તૈયાર ન હોવાને લીધે તેઓ થોડો વખત દેવળમાં ઉતર્યાં.

ઉપદેશકોને વધતી સારી તથા પોતાના કામને લગતી લાયક કેળવણી આપવામાં આવે, માટે વડીલસભાના ઠરાવથી આણંદમાં જે ટ્રેનિંગ સ્કૂલ ઉઘાડવામાં આવી (૧૮૭૯), તેના સર્વે કામમાં સાહેબે ઘણો ભાગ લીધો. તે નિશાળના પ્રથમ મુખ્ય શિક્ષક વિલ્યમભાઈ ગંગારામભાઇ હતા. પરંતુ તેમની નિમણુક થતાં વાર લાગી, અને જ્યાં સુધી વિલ્યમભાઇથી અવાયું નહિ, ત્યાં સુધી ઉમેદવારોના વર્ગનું બધું કામ શિલેડી સાહેબ પોતે ચલાવતા હતા. પણ મંડળીની પ્રગતિને સારૂ સાહેબે જે જે યોજના કરી, જેવી કે ગામેગામ નિશાળો, અંગ્રેજી વર્ગ, અનાથાશ્રમ, કન્યાશાળાઓ, ખ્રિસ્તી બાળાઓને સારૂ છાત્રાલય, દવાખાનું (તે ખોલવાની મહેનત નિષ્ફળ ગઇ), વગેરે, તેઓ સર્વેનું વર્ણન અહીં કરી શકાય, એમ નથી.

તેઓએ આણંદમાં જે મહાભારત તથા ફળદાયક સેવા બજાવી, તેને લીધે "આણંદવાળા શિલેડી સાહેબ" એવી સંજ્ઞા તેઓને આપવામાં આવી હોત, તો તે બંધબેસતી જણાત. પરંતુ તેઓ "સુરતવાળા શિલેડી સાહેબ" કહેવાય છે, તેનું કારણ શું? કારણ એ છે કે સને ૧૮૮૫માં તેઓ સાહેબની બદલી સુરત થઈ, અને જ્યાં સુધી સને ૧૯૧૫માં તેઓ ફારેગ નહિ થયા, ત્યાં સુધી (બોરસદમાં તેઓ એકાદ વર્ષ રહ્યા, તે વખત બાદ કરતાં) તેઓ સુરતમાં જ રહેતા હતા. તે પુરાણા તથા સુંદર શહેરમાં રહીને મંડળીમાં, હાઈ સ્કૂલમાં, છાપખાનામાં, કાળીપરજમાં, નિશાળોમાં, શહેરની જાહેર સેવામાં—આ સર્વ ખાતાંમાં શિલેડી સાહેબે જે સર્વોત્તમ સેવા બજાવી, તે કોઇની જાણ બહાર નહિ જ હોય. તે સર્વ ઉપરાંત જે રસિક તથા બોધભર્યો જૂનો "મંડળીનો ઇતિહાસ" હતો, તેના જેવાં પુસ્તકો લખવામાં, શાસ્ત્રની નવી સુધારેલી આવૃત્તિ તૈયાર કરવામાં, "ઓ ખ્રિસ્ત, તુજ સ્વર મધુર" જેવાં ગીત રચીને મંડળીને અર્પિત કરવામાં, અને મંડળીની દરેક પ્રવૃત્તિમાં પોતાનો પૂરતો ફાળો આપવામાં તેઓ સાહેબે પોતાનું કશું જ પાછું રાખ્યું નહિ. વડીલસભાનું પાળકફંડ તેમજ તેનું "હોમ મિશન" (કચ્છ), તે બેઉ સંસ્થા શિલેડી સાહેબના હાથની કૃતિ છે, તેઓ તેમના સ્મારકસ્તંભ જેવી છે. જ્યારે ભારે મંદવાડ થયાને લીધે

તેઓને સ્વદેશ જવાનો વખત આવ્યો, ત્યારે ઉચ્ચનીચ, સર્વ લોક તેઓને માન આપવાની હરિફાઇમાં ઊતર્યા. માતુશ્રી મંડળીએ "ડી. ડી."ની ઉપાધિ તેઓને કયારનીયે આપી હતી (૧૯૦૭), અને નામદાર શહેનશાહ તરફથી તેઓને કૈસર-ઈ-હિન્દનો સોનેરી ચાંદ આપવામાં આવ્યો હતો (૧૯૧૭). પરંતુ એવા ખિતાબ કરતાં આખા ખ્રિસ્તી સમાજે તેઓને ચરણે રેડેલો પ્રેમભાવ તેમને સુગંધીદાર લાગ્યો, કેમકે તે વડે તેઓને એવી ખાતરી આપવામાં આવી, કે તે સમાજની સંસ્થાપનાને અર્થે એકતાળીસ વર્ષ દરમિયાન કરેલી મહેનત નિષ્ફળ ગઇ નથી. બીજા બધા જૂના સાહેબોની પેઠે ડૉ. શિલેડી સાહેબ પણ મૂએલા હોવા છતાં હજીએ બોલે છે.

## (૫) ચરોતરમાં મંડળીની સ્થાપના

અત્યાર સુધી ચરોતરમાં મિશનનો પ્રવેશ કેવી રીતે થયો, તેનું વર્ણન કરેલું છે, અને તેમાં "ઇશ્વરની આંગળી" બધે સ્પષ્ટ દેખાઇ આવેલી છે. હવે મંડળીની થતી વૃદ્ધિ પર આપણે લક્ષ લગાડીએ. તેના વૃત્તાંતમાં પણ એજ માર્ગદર્શક દૈવી ચિહ્ન અચૂક જણાશે. તે શાથી ઓળખાશે? તે સમયે મંડળીની જેવા પ્રકારની સેવા કરવાની અગત્ય હતી, તેવી જ સેવા કરનાર સેવકોને પ્રભુએ ઊભા કર્યા, તે એંધાણીથી "ઇશ્વરની આંગળી" જણાશે.

ચારે બાજુએ ખેતરો પાકી ચૂકેલાં હતાં, પણ મજૂરોની ઘણી અછત હતી. સને ૧૮૭૩માં બોરસદના વિસ્તારમાં ૧૦૯ બાપ્તિસ્મા થયાં હતાં, તે આનંદદાયી વાતની ખુશાલીમાં વડીલસભાની વાર્ષિક બેઠક બોરસદમાં થઇ, અને ડીસેમ્બરની ૨૨મીએ રવિવારે ભરેલા મેળામાં ૩૦૦ જેટલાં ભાઇબહેનોએ હાજર થઇને ભાગ લીધો. સને ૧૮૭૬માં બાપ્તિસ્મા પામનારાંની સંખ્યા ૩૫૭ હતી, અને ઉમેદવારોનાં ૭૦૯ નામ નોંધેલાં હતાં. તે વખતે ૬૩ જુદાં જુદાં ગામોમાં ખ્રિસ્તીઓની ઓછીવત્તી વસ્તી હતી. તે સર્વે ઉપરાંત સને ૧૮૭૩થી માંડીને બોરસદના પાળક સાહેબ નિયમિત રીતે દર પખવાડિયે વડોદરા શહેરની મુલાકાત લેતા હતા, અને સને ૧૮૭૮માં એક ઉપદેશક પણ ત્યાં કાયમ રાખવામાં આવ્યો, તે વ્યવસ્થા સને ૧૮૯૦માં એમ. ઇ. મિશનના પાદરીઓ આવ્યા નહોતા ત્યાં સુધી ચાલુ રહી. આ સર્વ વખત દરમિયાન સ્વયંસેવક તરીકે બોરસદના વ્હાલજીભાઇ બેચરભાઇ આણંદમાં ઘણી કિંમતી મદદ આપતા હતા, તે ઉત્તેજનદાયક વાત છે. સ્વયંસેવકોએ કરેલી મદદનો આ એક જ દાખલો છે, એમ નહિ ધારવું. ઇશ્વર-કૃપાએ જેઓ પોતાના વખતનો ભોગ આપીને આપણા વહાલા પાળકોને પોતાથી બનતી મદદ કરવા આતુર હોય, એવા ખંતીલા ઘણા ભાઇઓ આપણી મંડળીમાં મળ્યા કરે છે, જેવા કે રાણીપુરમાં વડીલ જેસિંગભાઇ દેસાઇભાઇ, ભાલેજમાં

વડીલ ઉકાભાઈ વીરાભાઈ, કેરીપુરમાં વડીલ દયાળભાઈ વીરાભાઇ, વગેરે. પ્રભુ એવું કરો, કે આપણી મંડળીમાંથી એવા ભાવિક સેવકો કદી નહિ ખૂટે!

આવા સંજોગોમાં ચરોતરમાંની ફસલને સારૂ જેઓનાં નામ ચરોતરમાં તેઓએ કરેલી સેવાને લીધે આપણી મંડળીમાં ચિરસ્થાયી રહેશે, એવા ત્રણ મજૂરોને ફસલના ધણીની પાસેથી આ દેશમાં મોકલવામાં આવ્યા, એટલે રેવ. ડૉ. જે. એફ. સ્ટીલ સાહેબ, એમ. એ. (૧૮૮૩), રેવ. રોબર્ટ બોયડ સાહેબ, બી. એ. (૧૮૮૪) અને રેવ. રોબર્ટ હેન્ડરસન સાહેબ, એમ. એ. (૧૮૮૯). એ ત્રણ સાહેબોએ કરેલી સેવાની યથાયોગ્ય કદર કેમ કરીને કરીએ? ત્રણે સ્વભાવે એક બીજાથી તદ્દન જુદા હતા, તોપણ એનુંએજ ઉચ્ચ કાર્ય સાધવાને માટે તેઓ ત્રણેએ પોતપોતાનું દરેક દાન પ્રભુને અર્પિત કરેલું હતું.

ડૉ. સ્ટીલ સાહેબ બે વાર આણંદ નિમાયા, એટલે સને ૧૮૮૫–૧૮૯૩ અને સને ૧૯૦૭-૧૯૧૪, માટે જેમ ડૉ. શિલેડી સાહેબને "સુરતવાળા" એવી સંજ્ઞા આપવામાં આવી, તેમ જો સ્ટીલ સાહેબ "આણંદવાળા" કહેવાય, તો ચાલે! પોતે હોંસીલા અભ્યાસી હોવાથી તેઓ બીજાઓની પાસે પણ અભ્યાસ કરાવવામાં હોંસીલા હતા. તેઓ સાહેબની મહેનતથી આંગ્લો વર્નાક્યુલર નિશાળ સને ૧૮૯૦માં ફરીથી ઉઘાડવામાં આવી. વળી પ્રિપારેટરી નિશાળના સર્વ કામમાં સ્ટીલ સાહેબ કેટલો બધો રસ લેતા હતા, તે જગજાહેર વાત છે.

સને ૧૮૯૧માં મિશન સ્થાપ્યાને પચાસ વર્ષ પૂરાં થયાં, તેની ખુશાલીમાં આપણી સમસ્ત મંડળીનો મોટો મેળો આણંદમાં ભરાયો, તેમાં ૯૦૦ માણસ હાજર થયાં.

પ્રથમ સાત વર્ષ દરમિયાન ખ્રિસ્તી પરાંને આબાદ કરતાં, તેમના રહીશોને પ્રભુના બોધ તથા શિક્ષણમાં ઉછેરતાં તથા દઢ રાખતાં, યુવકોને ઉચ્ચ કેળવણી આપતાં અને બોધ તેમજ નમૂનાદ્વારા તેઓને ભક્તિભાવ તથા સદાચરણમાં ખીલવતાં, અને મંડળીના નાખેલા પાયા પર તેની સંસ્થાપના કરતાં સ્ટીલ સાહેબે તથા તેમનાં વહાલાં મડમ સાહેબે જે અથાગ સેવા બજાવી, તે આપણી સમસ્ત મંડળી સારી પેઠે જાણે છે.

તોપણ બીજાં સાત વર્ષ દરમિયાન (૧૯૦૭–૧૪) ડૉ. સ્ટીલ સાહેબે એવે સેવાકાર્ય કર્યું, કે જેને લીધે આપણી મંડળી તેઓની વિશેષ ઋણી છે. તે અરસામાં આણંદ જેવા મોટા મથકના પરચુરણ કામમાં પરોવાએલા હોવા છતાં શાસ્ત્રાભ્યાસકોને સારૂ મદદરૂપ ટીકાગ્રંથ બહાર પાડવાની ઘણાં વર્ષથી સેવેલી યોજના સાધવાનો તેઓને ઇશ્વરકૃપાએ અવકાશ મળ્યો, જેથી કરીને એક પછી એક રૂમીઓને (૧૯૧૧), એફેસીઓને (૧૯૧૨), કોલોસીઓને તથા



મુનશી અબદુર રહેમાન — વહાલજીભાઇ બેચરદાસ

ખીમચંદભાઇ નથુભાઇ — દેસાઇભાઇ ખાજીદાસ

ભાણાભાઇ રતનભાઇ — રામભાઇ કલ્યાણભાઇ

ફિલેમોનને (૧૯૧૩), તથા ફિલિપીઓને (૧૯૧૪), તે પાંચ પાઊલકૃત પત્રોનાં સરળ ખુલાસારૂપ ચાર અમૂલ્ય પુસ્તકો તેઓ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યાં. તે પુસ્તકો લખવામાં તથા બહાર પાડવામાં વિશેષ મદદ આપનાર તો મરહૂમ ડૉ. દલપતભાઇ તથા વડીલ ઓબેદભાઈ હતા. તેઓનાં નામ પ્રસ્તાવનામાં આપીને સાહેબે તેઓનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો છે.

ડૉ. સ્ટીલ સાહેબ છેલ્લી રજા પરથી જ્યારે પાછા આવ્યા (૧૯૧૬), ત્યારે મંડળીના આત્મિક પોષણને સારૂ બીજાં પુસ્તક તૈયાર કરવાની તેઓને જોઇતી ફૂરસદ મળે, તે માટે સુરતમાં એક વર્ષ રહ્યા પછી સાહેબની નિમણૂક ભરૂચ થઇ. પરંતુ ઇશ્વરનો સંકલ્પ કોણ સમજી શકે? સાહેબનું આત્મિક તથા માનસિક સામર્થ્ય સંપૂર્ણપણાએ ખીલી રહેલું હતું, એટલામાં (૧૯૧૯) પ્રભુએ આ મહાન પાળકને પોતાના ટોળાની પાસેથી લઇ લીધા. ડૉ. સ્ટીલ સાહેબના થએલા અવસાનથી આપણી મંડળીને બીજા એક પરાક્રમી સરદારની ખોટ પડી.

રેવ. રોબર્ટ બોયડ સાહેબે લાંબો વખત (૧૮૮૪–૧૯૨૬) કરેલી સેવાનું ટૂંકું વર્ણન આપણે કરવા જઇએ, તો "કુશળ મિસ્ત્રી" એ બે શબ્દોમાં સાહેબે કરેલી સેવાનું જ વર્ણન નહિ, પણ ખુદ સાહેબના મનોભાવનાં ગુણલક્ષણોનું વર્ણન કરી શકાય, એમ છે. છોબંધ મકાનો બાંધવામાં તેઓ સાહેબના કળાકૌશલ્યના અનેક દાખલા આજકાલ આપણી પાસે છે, જેવા કે બ્રાઉનપુર, મંટગમરીપુર (જૂનું) તથા ખંભાતમાંનાં દેવળો, આણંદમાં ઝનાના મિશન ખાતાનો બંગલો, દવાખાનું તથા તેની સાથેનો બંગલો, તથા ખંભાતમાં જે બંગલો છે તે, તેમજ આણંદમાં છોડીઓનો (૧૮૯૯) તથા છોકરાઓનો અનાથાશ્રમ, તે સર્વ મકાન બંધાવનાર બોયડ સાહેબ હતા.

છોબંધ મકાન બાંધનારા જોઇએ તેટલા મળે, પણ જીવતા પથ્થરનાં મંદિરો બાંધવામાં જેઓ કુશળ હોય, એવા મિસ્ત્રીઓ ઘણા ઓછા છે. એવા પ્રકારના મિસ્ત્રી રેવ. રોબર્ટ બોયડ સાહેબ હતા. આ બાબત વિષે વધારે લખવાની જરૂર નથી, કારણ કે તેઓ સાહેબના દયાળુ હાથ નીચે મિશનના જે જે કામદારો કેળવાયા હતા, તેઓ સર્વે સારી પેઠે સમજે છે, કે બોયડ સાહેબે કરેલી આત્મિક સેવાનો ઉલ્લેખ કોઈ પણ પારકો માણસ કદી કરી નહિ શકે.

આટલું જ કહી શકાય કે તેઓ શ્રોતાજનોનાં મન પર ઊંડી છાપ પાડનાર મહાન બોધક હતા, તેમજ દરેક આતુર વિદ્યાર્થીને જિંદગીપર્યંત ટકી રહે એવું હૃદયભેદક શિક્ષણ આપનાર તેઓ મહાન શિક્ષક હતા, તે નિર્વિવાદ વાત છે. તેઓમાં રહેલું આ સામર્થ્ય હોવાનું કારણ ઉઘાડું હતું, તે એ હતું, કે જેવું તેઓ બીજાઓને કરવાનું કહે, તેવુંજ તેઓ પોતે કરે. સાહેબે આપેલું બધું શિક્ષણ અનુભવસિદ્ધ હતું, તેથી સફળ થયા વિના તે કદી પાછું વળતું નહોતું.

ચરોતરમાં સાડત્રીસ વર્ષ ગાળ્યા પછી છેલ્લાં બે વર્ષ તેઓ ભરૂચમાં રહ્યા. કામ કરવાનું મન ઘણું, પણ સને ૧૯૨૬માં શરીરની અને વિશેષે કરીને આંખોની વધતી જતી નબળાઇને લીધે તેઓને સ્વદેશ જઇને રહેવું પડયું. પણ અંત સુધી તેઓની પ્રેમમય દૃષ્ટિ આપણી મંડળી તથા તેની સર્વ પ્રવૃત્તિઓ પર રહેલી હતી, અને અનેક દાનોથી તેઓ અંત સુધી તેને કૃતજ્ઞ કરતા રહ્યા. જેવું તેઓનું જીવન, તેવું તેઓનું મરણ પણ. એક બુધવારની સાંજે સ્થાનિક મંડળીની સાપ્તાહિક જાહેર પ્રાર્થનાસભામાં તેઓ હાજર થયા હતા, અને હમેશની માફક પ્રાર્થના કરાવવામાં તેઓએ ભાગ પણ લીધો હતો. ઘેર જતાં તેઓ મૂર્છાગત થયા, અને તેજ રાત્રે તેઓ સંપૂર્ણ શાંતિએ પ્રભુમાં ઊંઘી ગયા. રેવ. રોબર્ટ બોયડ સાહેબને જીવવું તે ખ્રિસ્ત અને મરવું તે લાભ હતું.

ચરોતરના ત્રીજા સાહેબ વિષે શું કહીએ? કેમકે જેટલું કહીએ, તેટલું ઓછું છે. જેમ ફિલેમોન પોતાના આત્માના સાર્વકાલિક કલ્યાણ સંબંધી પ્રેરિત પાઊલનો દેવાદાર હતો, તેમ આપણામાંના સંખ્યાબંધ ભાઇઓ છે, કે જેઓ "હું મરહૂમ હેન્ડરસન સાહેબનો કરજદાર છું," એવું પોતા વિષે કબૂલ કરવા તૈયાર છે. તો એવા પ્રકારની સેવાનું વર્ણન કેમ કરીને કરાય? તે ભાઇઓ સાહેબના પત્રરૂપ છે. તેઓના દિલમાં સાહેબે કરેલી સેવાનું વર્ણન લખેલું છે.

જો ડૉ. શિલેડી સાહેબની સંજ્ઞા "સુરતવાળા," અને ડૉ. સ્ટીલ સાહેબની "આણંદવાળા" છે, તો જો રેવ. હેન્ડરસન સાહેબ "બોરસદવાળા" કહેવાય, તો તે સંજ્ઞા બંધબેસતી આવે. પહેલાં બે અને છેલ્લાં બે વર્ષ સિવાય બાકીનો બધો વખત (૧૮૯૪–૧૯૧૬) તેઓએ બોરસદમાં ગાળ્યો. તે બધા વખત દરમ્યાન બોરસદની મંડળીની ઉન્નતિને સારૂ સાહેબે તથા માનવંત મડમ સાહેબે જે અત્યંત શ્રમ ઉઠાવ્યો, તે તથા તેથી ઊપજેલાં બધાં ફળ આપણાથી ગણાય નહિ. પણ આટલું જ આપણે જાણીએ છીએ, કે જ્યારે દુષ્કાળનો સમય આવ્યો, ત્યારે સર્વત્ર ચાલતો ભૂખમરો નિવારણ કરવા માટે જેવા દીનદયાળ, સાહસિક તથા શ્રદ્ધાળુ દેવભક્ત દેશબંધુની જરૂર હતી, તેવા જ વિશ્વાસુ સેવક રોબર્ટ હેન્ડરસન સાહેબ જણાયા. છપ્પનિયાનાં અસહ્ય સંકટથી હારી નહિ જતાં તે ઉગ્ર પ્રાણઘાતક રાક્ષસની સામા તેઓ થયા, અને બીજાઓનો આહાર કરનારમાંથી ભૂખે મરતાંને સારૂ તેઓએ ખોરાક કાઢયો.

નદીમાં જ્યારે પૂર આવે, ત્યારે જેમ તે આગળ વહેતું જાય, તેમ તે નુકસાન પણ કરતું જાય. પણ રેલ ઊતરી જાય, ત્યારે પૂરથી તણાઇ આવેલા રેતીના કણથી ફળદ્રુપ બનેલાં ભાઠાંમાં કેવો સરસ પાક થાય છે! તેજ રીતે છપ્પનિયાનું પરિણામ આપણી મંડળીને સારૂ મદદરૂપ નીવડયું. અનાથાશ્રમખાતાની વાત આગળ જતાં આવશે, માટે અહીં આટલું જ કહેવાનું છે,

કે નિરાધાર કુટુંબોને નિભાવવાને સારૂ અને ૧૯૦૦ની સાલ દરમિયાન સાહેબે ત્રણ નવાં પરાં, એટલે ગિલેસ્પીપુર, ટેલરપુર અને જેનું નામ પાછળથી કેથલીનપુર પડયું (હેન્ડરસન મડમ સાહેબના નામ પરથી પાડેલું), તે ત્રણ પરાં તેઓ સાહેબે બંધાવ્યાં. બધાં મળીને સાહેબે બોરસદ તાબાના વિસ્તારમાં પાંચ પરાં બંધાવ્યાં. તેમનો સુધારોવધારો કરવામાં, તેમને વ્યવસ્થિત તથા સ્વપોષિત બનાવવામાં, તેમના રહીશોને ખ્રિસ્ત પરના વિશ્વાસમાં સંસ્થાપિત કરવામાં, તેમનાં છોકરાંને સારી કેળવણી આપવામાં, અને તે સર્વ ઉપરાંત પાળકોને સહકાર આપવામાં, ઉપદેશકો તથા શિક્ષકોને ઉત્તેજન આપીને તેઓનાં સર્વ કાર્યોમાં ભાગ લેવામાં સાહેબ રાતદિવસ પોતાના વખતનો, પોતાના બળનો, હા, પોતાનો પંડનો ભોગ આપ્યા કરતા હતા. જેમ તેઓના દફતરખાનાનો દરવાજો કાયમ ખુલ્લો રહેતો, તેમ હરકોઈ ગરજવાન ગમે ત્યારે આવે તોય સાહેબના હૃદયનું દ્વાર ખુલ્લું જણાતું. રૂમીઓને લખેલા પત્રમાં પ્રેરિત પાઊલે ખ્રિસ્તમય જીવન ગાળનારની જે છબી આલેખેલી છે, તેની સાથે મરહૂમ લોકપ્રિય હેન્ડરસન સાહેબની છબી બરાબર મળતી આવે છે. પરાયા પ્રત્યે સહાનુભુતિ દર્શાવવી એજ તેઓનું મુખ્ય લક્ષણ હતું, જેથી તેઓ આનંદ કરનારાઓની સાથે આનંદ કરનારા, અને રૂદન કરનારાઓની સાથે રૂદન કરનારા હતા.

તેઓ સાહેબના મરણના દુઃખદ સમાચાર સાંભળીને કોણ દુઃખી નહિ થયું હોય ? હવાફેરને માટે તેઓ સહકુટુંબ સમુદ્ર કિનારા પરના એક ગામમાં રહેવા ગયા હતા. ત્યાંની એક બાળાની વર્ષગાંઠની ખુશાલીમાં (ઑગસ્ટની ૧૧મીએ) બેચાર કુટુંબોનાં છોકરાંની મોટી ટોળી ગામ બહાર ઉજાણી કરવા ગઇ, તેથી મરહૂમ સાહેબ જ્યારે સમુદ્રમાં ન્હાવા ગયા, ત્યારે તેઓને એકલાને જવું પડયું. ન્હાતાં જ તેઓ ડૂબી મુઆ. ખરેખર "યહોવાહનો માર્ગ સમુદ્રમાં છે; તેની વાટો મહાજળમાં છે."

## (૬) બીજાં સ્થળો

ચરોતરમાં ચલાવેલા કામનો સવિસ્તર હેવાલ લખવામાં આવ્યો છે, કેમકે ખરૂં કહેતાં તે આપણી મંડળીના કેન્દ્રસ્થાન જેવું છે. પણ જેમ ચરોતરમાં સુવાર્તાના ફેલાવથી મંડળીની વૃદ્ધિ થતી જતી હતી, તેમ બીજે બધે પણ પ્રભુનું કામ આગળ વધતું જતું હતું. જતે દહાડે જૂનાં સ્થળોમાંની મંડળીઓ સંસ્થાપિત થતી જતી હતી, કેવળ એમ નહિ પણ સુવાર્તાનો ઉપદેશ પ્રગટ કરવાનાં બારણાં જેમ જેમ પ્રભુ ઉઘાડતો ગયો, તેમ તેમ તેના સેવકો તેમાં પ્રવેશ કરતા ગયા. એવી રીતે મેઘસ્તંભની દોરવણીથી નીચેનાં શહેરમાં મિશનનો પ્રવેશ થયો :—

ભરૂચ (૧૮૮૬ : રેવ. ડૉ. વિલ્યમ બીટી સાહેબ)

ડીસા (૧૮૯૧ : અયૂબભાઇ ભાણુભાઇ. ૧૮૯૩ : રેવ. જોન બેલ સાહેબ)
વઢવાણ કેમ્પ (૧૮૯૫ : રેવ. ડૉ. જે. એફ. સ્ટીલ સાહેબ)
પ્રાંતિજ (૧૮૯૫ : વડીલ જેસિંગભાઈ દેસાઇભાઇ ;
૧૮૯૭ : રેવ. જે. એસ. સ્ટીવન્સન સાહેબ )
ખંભાત (૧૯૦૩ : રેવ. ડૉ. એમ. ડબ્લ્યુ. બીટી સાહેબ)

ડીસા સિવાય ઉપલાં બીજાં બધાં સ્થળોમાં કામ શરૂ કરવાનું કારણ સ્પષ્ટ છે. પણ ડીસા કેમ્પ તે તરફના પ્રદેશનું કેન્દ્રસ્થાન નથી, તેનું મધ્ય સ્થળ તો મેહસાણા છે. તો મેહસાણા મૂકીને ડીસા જવાનું કારણ શું હશે ? તે વખતે ડીસા કેમ્પમાં લશ્કરીખાતાની વિશાળ છાવણી હતી, તેના અમલદારવર્ગના કેટલાએક સાહેબ હતા કે જેઓ ઘણા ધાર્મિક હતા. જ્યારથી તેઓના આમંત્રણથી અયૂબભાઇ ભાણુભાઇને ત્યાં મોકલવામાં આવ્યા, ત્યારથી અયૂબભાઇનો પગાર તેઓ જ પૂરો પાડતા હતા. તે અરસામાં સને ૧૮૯૦ના નવેમ્બરની ૪થી તારીખે મેજર સ્પેનસર સાહેબનાં વહાલાં મડમ સાહેબ મરણ પામ્યાં, તેમના સ્મરણાર્થે દેવળ બંધાવવાની તથા તેને આપણા મિશનને સોંપી દેવાની મેજર સાહેબે રેવ. ગિલેસ્પી સાહેબને પત્ર લખીને પોતાની ઇચ્છા જણાવી (૧૦–૧૦–૧૮૯૧). પત્રમાં જણાવેલી શરત વડીલસભાએ ઘણી રાજીખુશીથી સ્વીકારી, અને મેજર સ્પેન્સર સાહેબની સૂચના પ્રમાણે સને ૧૮૯૩માં "સ્પેન્સર મેમોરીઅલ ચર્ચ" બંધાઇ ગયું. દેવળની સાથે એક સગવડવાળી કોટડી પણ છે, તેમાં રેવ. જોન બેલ સાહેબ તથા મડમ સાહેબ પહેલાં ઉતારો લેતાં હતાં. હાલ ડીસાના પાળક સાહેબ તેમાં રહે છે. કેટલાંક વર્ષ થયાં ડીસામાં જે મોટી છાવણી હતી, તે ત્યાંથી ખસેડવામાં આવી, અને તે સુંદર વસ્તીવાળું સ્થળ નિર્જન તથા ઉજ્જડ જેવું થઈ ગએલું છે. તો પણ તે પ્રદેશમાં મરહૂમ બ્લેર સાહેબે તથા માનવંત મડમ સાહેબે કરેલી બેહદ સેવાને લીધે ડીસાનું નામ આપણી મંડળીમાં જાણીતું છે.

વળી જેમ જેમ ક્ષેત્રનો વિસ્તાર વધતો જતો હતો, તેમ તેમ તેમાં પ્રભુના કામ કરનાર સેવકોની સંખ્યા પણ વધતી ગઇ, તે ઘણા આનંદની વાત છે. સ્ટીલ સાહેબની સંઘાતે રેવ. એચ. આર. સ્કોટ સાહેબ આવ્યા હતા. આપણી મંડળી તેઓ સાહેબની કેટલી બધી આભારી છે, તે આપણે સહુ જાણીએ છીએ. એક તરફ જોતાં રેવ. સ્કોટ સાહેબની કારકિર્દીનો હેવાલ ઘણા સંક્ષેપથી લખી શકાય એવો છે, કેમકે કેવળ બે સ્થળે, એટલે રાજકોટમાં (૧૮૮૩-૧૯૦૦, રજા સુદ્ધાં) અને સુરતમાં (૧૯૦૦–૧૯૨૮) રહીને તેઓએ કામ કર્યું. પરંતુ બીજી તરફ જોતાં તેનો હેવાલ આપણાથી યથાયોગ્ય રીતે નહિ લખાય એવો છે, કેમકે બોધદ્વારા તથા પુસ્તકોદ્વારા ગુજરાતમાં, પણ વિશેષે કરીને કાઠિયાવાડમાં, તેઓ

સાહેબે અઢાર દિશાએ નાખેલા વચનરૂપી બીના ઊપજેલા ફળની કિંમત કોણ આંકી શકે? તેઓ મહાન બોધક હતા. જ્યાં સુધી તેઓ રાજકોટમાં રહેતા હતા, ત્યાં સુધી દર વર્ષે તેઓ છ છ માસ બહાર રહીને ગામડાંમાં તથા શહેરોમાં ફરતાં ફરતાં રાજા તથા રૈયતની આગળ ઈશ્વરની કૃપાની સુવાર્તાની સાક્ષી નીડરપણે આપતા હતા, અને બાકીના વખતમાં તેઓ નિયમિત રીતે રાજકોટનાં ચોટાંચકલાંમાં તથા તેની આસપાસનાં ગામોમાં ઉપદેશ કરતા હતા. આ બધા કામનું જે ફળ ઈશ્વરકૃપાથી થયું, તે જાણીતું છે.

તે સમયે સ્કોટ સાહેબની મહેનતથી જેઓ ખ્રિસ્તમાં મેળવાયા, તેઓમાંના કેટલાએક આગળ જતાં આપણી મંડળીના સ્તંભ જેવા થયા. પીતાંબરભાઈ તથા સંતોખબાઈ! પીતાંબરભાઈ કેળવાએલા શિક્ષક હતા, તેઓ છવીસ વર્ષની ઉંમરના હતા. એક દિવસ તેઓ બજારમાં ઊભેલા હતા, ત્યારે સ્કોટ સાહેબના મુખથી પ્રભુનું વીંધનારૂં વચન પહેલવહેલાં તેમને કાને પડયું (૧૮૮૭). જ્યારથી જગતનો નકાર કરીને પીતાંબરભાઈ પોતાનો વધસ્તંભ ઊંચકીને પોતાના પ્રભુને પગલેપગલે ચાલવા લાગ્યા, ત્યારથી માંડીને તે જીંદગી પર્યંત તેઓ સામર્થ્યથી તે સામર્થ્ય સુધી આગળ ને આગળ વધતા ગયા. ભાવિક ઉપદેશક તરીકે જુદે જુદે સ્થળે તેઓએ આપણી મંડળીની અનેક પ્રકારની સેવા કરી. પહેલવહેલાં તેઓ કેટલાંક વર્ષ રાજકોટમાં રહ્યા (૧૮૮૭–૯૨). પછી દાહોદ (૧૮૯૩) અને ઝાલોદ (૧૮૯૪) જઇને તેઓ નવા આવેલા મલ્લિગન સાહેબને તથા જ્યૉર્જ ડબ્લ્યુ. બ્લેર સાહેબને મદદ કરતા હતા. સને ૧૮૯૫માં તેઓ આણંદમાં ચાલતી પ્રિપારેટોરી નિશાળના મુખ્ય શિક્ષક નિમાયા ને તે હોદ્દો તેઓ સને ૧૯૦૧ સુધી ભોગવતા રહ્યા. તેઓ મહેતાજી હતા ખરા, પણ ડૉ. સ્ટીલ સાહેબ પોતાના વાર્ષિક રિપોર્ટમાં એવું જણાવે છે, કે "પીતાંબરભાઇ મંડળીને લગતાં સર્વે કામકાજમાં ભાગ લઇને મને કીમતી મદદ આપે છે." ત્યાર બાદ આણંદમાં અને કેરીપુરમાં ઉપદેશકનું કામ કર્યા. પછી તેઓ કેરીપુરના દીક્ષિત પાળક નિમાયા (૧૯૦૫). ત્યાં નવ વર્ષની સેવા વિશ્વાસુપણાથી કરીને તેઓ (૧૯૧૩) આણંદ મંડળીના પ્રથમ પાળક થયા. આખરે વડીલસભાના પાળકોની ફેરબદલીના નિયમ અનુસાર તેઓની બદલી સને ૧૯૩૧માં બોરસદ થઇ. આ તો પીતાંબરભાઇની જીંદગીની સાલવાર ટીપ છે. પણ પ્રભુ ઇસુમાં પીતાંબરભાઇની ભલમનસાઇ, તેમનું નિખાલસપણું, તેમનો ઉમળકો, નિર્બળો પ્રત્યે તેમની સહાનુભૂતિ, ઈશ્વરનો તારણદાયક સંકલ્પ પ્રગટ કરવામાં તેઓનું વક્તૃત્વ, અને વિશેષે કરીને પોતાના ઉદ્ધારનાર પર તેમનો ઉભરાતો પ્રેમ—એ સર્વેનો ચિતાર કોણ આપી શકે? બોધભાષણ કરતી વેળા પીતાંબરભાઇનો તેજસ્વી ચહેરો તથા તેમના મુખમાંથી નીકળતા હૃદયભેદક

શબ્દો કોને યાદ નહિ હોય? જ્યારે સને ૧૯૩૪માં તેઓ મરણ પામ્યા, ત્યારે આપણામાંના દરેકને અંગત ખોટ થએલી જણાઇ.

કુંવરજીભાઈ તથા દરકાસબાઈ! પ્રિય કુંવરજીભાઈ! સાલસ દરકાસબાઇ! ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થવાના ઇરાદાથી કુંવરજીભાઈ સને ૧૮૮૭માં રાજકોટ આવ્યા હતા, પણ ઈશ્વરનો મનોરથ જુદો હતો. સ્કોટ સાહેબની મુલાકાત લીધા પછી થોડા જ વખતમાં તેઓ ખ્રિસ્તનો અંગીકાર કરવાના નિશ્ચય પર આવ્યા (૧૮૮૭). પીતાંબરભાઇની માફક કુંવરજીભાઇ પણ પોતાની વેવિશાળી કન્યા તેડી લાવ્યા. તેઓ શીખવા એટલાં બધાં આતુર હતાં, કે નવ મહિના પછી તેઓ દરકાસ નામ ધારણ કરીને બાપ્તિસ્મા પામ્યાં. તે સાલે (૧૮૯૩) વડીલસભાની ખાસ પરવાનગીથી કુંવરજીભાઇ સ્ટીવન્સન કૉલેજમાં દાખલ થયા. તેમાંથી પસાર થયા પછી (૧૮૯૬) તેઓને ઉપદેશક તરીકે વઢવાણ મોકલવામાં આવ્યા, ત્યાંથી (૧૯૦૬) તેઓની બદલી પ્રાંતિજ થઇ. પ્રાંતિજમાં દરકાસબાઇનું મરણ થયું, અને એક વર્ષ પછી કુંવરજીભાઇને વઢવાણમાં પાછા બોલાવવામાં આવ્યા. ઉત્સાહી સુવાર્તિકને જેમ છાજે તેમ સને ૧૯૧૨માં કુંવરજીભાઇ કચ્છ મિશનના કામદાર થયા, ત્યાં તેમણે કરેલી સેવાની કદર બૂઝીને વડીલસભાએ તેમને પાળકની દીક્ષા આપી (૧૯૧૬). સને ૧૯૧૮માં તેઓ મરણ પામ્યા.

પાંચ વર્ષ પછી (૧૮૯૨) સ્કોટ સાહેબના હાથથી બીજા બે ઉમેદવારોનું બાપ્તિસ્મા થયું. બન્ને ચુસ્ત સત્યશોધક હતા. બન્ને જુવાન હતા, તોપણ પ્રભુ ઇસુના નામની ખાતર બેઉ પર ઘણું જ વિતાડવામાં આવ્યું. તેઓ મૂળજીભાઇ અરજુનભાઇ તથા કહાનજીભાઇ માધવજીભાઇ હતા. મૂળજીભાઇનું ઇસુ ખ્રિસ્ત પ્રત્યેનું વળણ જોઇને તેનાં સગાંવહાલાંએ તેમનું મન ફેરવવા માટે તેમને જે અનેક પ્રકારની લાલચો બતાવી અને જે અનેક પ્રકારનાં દુ:ખ દીધાં, તે જો લખાય તો મનાય પણ નહિ; એવાં તેઓ છળવાળાં તથા નિર્દય હતાં. પરંતુ તેઓનું કંઇ ફાવ્યું નહિ. મૂળજીભાઇ દૃઢ રહ્યા, અને તેમના હાથમાંથી છૂટી જઇને તેઓ સીધે માર્ગે રાજકોટ પાછા આવ્યા, અને વાલેસપુરમાં વધુ અભ્યાસ કર્યા પછી તેઓ બાપ્તિસ્મા પામ્યા.

કહાનજીભાઇ પોરબંદરના વતની હતા, ત્યાં વડીલ જોસફભાઇ છગનલાલભાઇ તથા તેમનાં સ્ત્રી એસ્તેરબાઇ ખીમચંદભાઇના ખ્રિસ્તમય જીવનની અસરથી તેઓ હજુ જુવાન હતા, એટલામાં પ્રભુ ઇસુ તરફ આકર્ષાયા. નાનપણથી તેઓ સત્ય શોધવામાં આતુર હતા. તેઓ અગિયારેક વર્ષના હતા, તે અરસામાં તેમની ફોઇ ગુજરી ગઇ. તેનું શબ કહાનજીભાઇના જોવામાં આવ્યું, જેથી તેમના કોમળ મન પર એવી ભયકારક છાપ પડી કે તેજ દહાડાથી

યમદેવના પંજામાંથી સટકી જવાની કાંઇ પણ યુક્તિ શોધવામાં તે મચી રહ્યા. તેઓએ જાતજાતના ઉપાયો કર્યા, પણ તે બધા વ્યર્થ નીવડયા. આખરે ઇશ્વરકૃપાએ "યોહાનની લખેલી સુવાર્તા" તેમને હાથ આવી, એમાં "પુનરુત્થાન તથા જીવન હું છું," એવું પ્રભુ ઇસુનું જે વચન છે, તે વડે તેમના મનમાં પ્રકાશ પડયો. તોપણ જ્યાં સુધી એસ્તેરબાઇનો તેમને મેળાપ થયો નહોતો, ત્યાં સુધી તેમને ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતોની ખરી સમજણ પડી નહોતી. પરંતુ જ્યારથી એસ્તેરબાઇના ઘરમાં કહાનજીભાઇનો પ્રવેશ થયો, ત્યારથી તેઓ સઘળું સ્પષ્ટ રીતે જોવા મંડયા. એસ્તેરબાઇની સૂચનાથી તેઓ સ્કૉટ સાહેબની પાસે વધુ શિક્ષણ મેળવવા સારૂ રાજકોટ જવા નીકળ્યા. તેઓની સાથે બીજા એક ઉમેદવાર હતા, તે મહેતાજી હતા. મહેતાજીની સ્ત્રી પણ તેઓની સાથે આવ્યા, અને તે બાઇને હિંમત આપવા સારૂ એસ્તેરબાઇ પણ સાથે આવ્યાં. રસ્તે મહેતાજી તથા તેની સ્ત્રી હિંમત હારી જવાથી તેઓએ કહાનજીભાઇને પાછા ફરવાની આંસુસહિત આજીજી કરી. પણ કહાનજીભાઇ ડગ્યા નહિ. રાજકોટ પહોંચીને મહેતાજીનાં સગાંઓ તેમને તથા તેમની પત્નીને સમજાવીને તેડી લઇ ગયાં. પણ કહાનજીભાઇ મક્કમ રહ્યા, અને થોડા દિવસ પછી તેઓએ અત્યંત આનંદ સાથે બાપ્તિસ્માદ્વારા પ્રભુ ઇસુનું નામ કબૂલ કર્યું. કહાનજીભાઇની ત્યાર પછીની જીંદગીની હકીકત આપણ સર્વેને માલૂમ છે, એટલે કે સ્ટીવન્સન કૉલેજમાં ચાર વર્ષનો અભ્યાસક્રમ પૂરો કરીને (૧૮૯૬) તેઓ સુરતમાં પ્રાથમિક નિશાળો-માં શાસ્ત્રશિક્ષક તરીકે બે વર્ષ કામ કર્યા પછી ઉપદેશક તરીકે બોરસદ નિમાયા (૧૮૯૯). પછી બ્રુકહીલમાં ઉપદેશક તરીકે એક વર્ષ કાઢયા બાદ તેઓ ત્યાંની મંડળીના પાળક થયા (૧૯૦૫). દસ ટૂંકાં વર્ષ પછી કહાનજીભાઇનું અવસાન થયું. આપણે એવા બહાદુર સૈનિકનું મરણ અકાળ કહીએ છીએ, પરંતુ વખત પ્રમાણે નહિ, પણ કરેલી સેવા પ્રમાણે આયુષ્યનું માપ કરાય છે, અને અલ્પ આયુષ્યના વખતમાં કહાનજીભાઇ લાંબા આયુષ્ય જેટલી સેવા બજાવી ગયા. નમૂનેદાર શિક્ષક તથા બોધક તરીકે કહાનજીભાઇ માધવજીભાઇ રત્નગ્રાહીએ આપણી મંડળી પર અનેક ઉપકારો કર્યા છે, પણ આપણે સદા તેઓના આભારી રહેવાનું મુખ્ય કારણ એ છે, કે તેઓ મધુર કવિ તથા ગાવાબજાવવામાં ઉસ્તાદ હતા. તે ઉચ્ચ દાન પોતાના પ્રભુને ચરણે મૂકીને પ્રભુની પ્રેરણાથી જે વડે મંડળીનો ભક્તિભાવ તથા પ્રભુની સહૃદય સ્તુતિ કરવાનો તેનો ઉત્સાહ ઘણો જ વધે, એવાં ગીતાંજલીરૂપી પુસ્તકો તેઓ એક પછી એક પ્રસિદ્ધ કરીને પાર ગયા. કહાનજીભાઇ વિષેની બીજી બધી વાત ભૂલી જવાય, પણ જ્યાં સુધી

"લાગે બહુ વહાલું તારૂં, નામ તારનારૂં,"—

તેના જેવાં દેશી રાગનાં ગીત, અથવા

"ઇસુના નામને સ્મરૂં છું, તે મને લાગે મિષ્ટ"—

તેના જેવાં અંગ્રેજી રાગનાં ગીત ગવાશે, ત્યાં સુધી આપણી મંડળી કહાનજીભાઇનો અંતઃકરણપૂર્વક આભાર માનવા કદી ચૂકશે નહિ. ભાઇઓ, મૂએલાઓને સારૂ કોણ બાપ્તિસ્મા પામવા તૈયાર છે?

રાજકોટમાં સોળ વર્ષ રહીને રેવ. ડૉ. સ્કોટ સાહેબે મંડળીની શી સેવા કરી, તે જો જાણવું હોય, તો પ્રભુના વિશ્વાસુ સેવકોની આ ટોળી નિહાળો. સાહેબનો આનંદ તથા મુગટ તેઓ જ છે.

સુરતમાં અને રાજકોટમાં કેટલો બધો તફાવત! રાજકોટથી નીકળીને કાઠિયાવાડની ચારે બાજુએ બધે ફરવાનું તથા નિત્ય મુખજુબાનીથી તારણનો સંદેશો પ્રગટ કરવાનું! સુરતમાં બેઠાં બેઠાં છાપખાનું ચલાવીને પુસ્તકોદ્વારા તેજ જીવનદાયી સમાચાર જાહેર કરવા! તોપણ જેવા ભાવથી સાહેબે ઉપદેશક-નું કામ કર્યું હતું, તેવા જ ભાવથી મિશન મુદ્રણાલયની મારફતે તેઓ ખ્રિસ્ત તથા તેની મંડળીની સેવા બીજાં અઠ્ઠાવીસ વર્ષ બજાવતા રહ્યા. જૂનાં ચોપાનિયાં સુધારવામાં, નવાં પુસ્તકો લખવામાં, પણ મુખ્યત્વે કરી સત્શાસ્ત્રની બે સુધારેલી આવૃત્તિઓ (૧૯૦૩ ને ૧૯૨૮) તૈયાર કરવામાં ડૉ. સ્કોટ સાહેબે જે મહેનત કરી, તે બેસુમાર હતી. પણ તેઓએ કરેલા એક સેવાકાર્યને લીધે આપણી મંડળી તેઓનો વિશેષ આભાર માનવા બંધાએલી છે, તે એ છે, કે તે સર્વ વખત તેઓ અધિપતિ તરીકે આપણું પ્રિય માસિક "સત્યોદય" ચલાવતા હતા. હાલ બીજી વાર આખી પૃથ્વી લડાઇનાં ભયંકારક વાદળાંથી છવાઇ રહેલી છે. ઘણા વાચકોને યાદ હશે, કે છેલ્લી લડાઇ વખતે "સત્યોદય"માં છાપેલા ડૉ. સ્કોટ સાહેબના દૃઢ વિશ્વાસભર્યા લેખ આપણાં થરથરતાં હૃદયોને શમાવતા હતા, જેથી દર માસની ૧લી તારીખે આપણે પાણીની પેઠે તેની રાહ જોતા હતા. તે સર્વે ઉપરાંત પોતાના સાથી કામદાર ડૉ. શિલેડી સાહેબની મંડળીને લગતાં સર્વ કામકાજમાં ભાગ લેવામાં, શહેરના જુદા જુદા લત્તાઓમાં ઉપદેશ કરવામાં, સામાજિક સેવા કરવામાં, અને જરૂર પડે તો કાળીપરજમાં ચાલતા કામ પર દેખરેખ રાખવામાં ડૉ. સ્કોટ સાહેબે કંઇ પણ પાછું રાખ્યું નહિ. ભલા તથા વિશ્વાસુ પાળકને જેમ ઘટે તેમ સર્વ વાતોમાં ઉત્તમ ઘેટાંપાળકને આધીન રહીને ડૉ. સ્કોટ સાહેબ પોતાને સોંપેલાં ઘેટાંને કસદાર ચારાવાળા બીડમાં ચરાવતા હતા.

ડૉ. સ્ટીલ સાહેબ અને ડૉ. સ્કોટ સાહેબ સને ૧૮૮૩માં સાથે આવ્યા. ત્યાર પછી ત્રણ વર્ષને અંતરે (૧૮૮૬) બીજા બે જુવાન તથા ઉત્સાહી કામદાર એટલે રેવ. ટૉમસ મકાન્લીસ સાહેબ અને રોબર્ટ ડબ્લ્યુ. સિંકલેર સાહેબ આવી પહોંચ્યા. કેટલા બધા આનંદસહિત મંડળીએ તેઓને વધાવી લીધા! બેશક તે ખુશાલી કરવાનું ખરૂં પ્રયોજન હતું, કેમકે બન્ને ભાઇ માનસિક તથા આત્મિક

દાનોથી વેષ્ટિત હતા. તેઓને આવતાં જોઇને તેઓ તથા તેઓથી થનાર કામ વિષે કોણ આશા નહિ રાખે? તોપણ જેવો સૂર્યોદય થયો કે તરત તે વાદળાંથી ઢંકાઇ ગયો. રાજકોટમાં સ્કૅાટ સાહેબની સાથે એક વર્ષ કાઢયા પછી મકાન્લીસ સાહેબની નિમણુક ભરૂચ થઇ. ત્યાં સને ૧૮૮૯ના સપ્ટેમ્બર માસમાં તેઓ તાવથી માંદા પડ્યા, અને જ્યારે તાવ મટયો નહિ, ત્યારે તેઓ આણંદ પોતાના મિત્ર સ્ટીલ સાહેબની પાસે રહેવા ગયા, પણ ચોથે દહાડે રાત્રે તાવ એકાએક ચઢી ગયો, અને બીજે દિવસે, એટલે રવિવાર તા. ૧૫મીએ, તેઓ મરણ પામ્યા. પ્રભુના માર્ગો અગમ્ય છે.

રેવ. રોબર્ટ સિંકલેર સાહેબ આપણી સાથે વધારે વર્ષ રહેવા તથા કામ કરવા પામ્યા. તોપણ ઘોઘા તથા રાજકોટમાં મંડળીની અઢાર વર્ષની ઉત્તમ સેવા કર્યા બાદ તેઓ પણ ભરજુવાનીમાં મરણ પામ્યા (૧૯૦૪). છપ્પનિયા વખતે તેઓ રાજકોટમાં રહેતા હતા, અને રાજકોટની આસપાસનાં ગામડાંમાં ચાલતી હાડમારી નિવારણ કરવા માટે તેઓ સાહેબે જે જે પ્રયાસો કર્યા, તે હજુ ત્યાંના રહીશોને યાદ છે. વિશેષે કરીને ભરવાડવર્ગ સિંકલેર સાહેબને પોતાના ઉદ્ધારનાર તરીકે માને છે.

સને ૧૮૯૦માં રેવ. જે. સી. બ્લેર સાહેબ આવ્યા. તેઓ સાહેબે આ દેશમાં બેંતાળીસ વર્ષ કામ કર્યું. તે લાંબા વખત દરમિયાન જુદે જુદે ઘણે સ્થળે તેઓએ મંડળીની સેવા બજાવી. પરંતુ જ્યાં તેઓનું નામ તથા કામ વિશેષ યાદ રાખવામાં આવે એવાં બે સ્થળ છે, એટલે ભરૂચ, કે જ્યાં તેઓએ પ્રાર્થનામંદિર બંધાવ્યું (૧૯૦૧), અને ડીસા, કે જ્યાં તેઓના હાથથી તૂરી કોમનાં ઘણાં માણસોનું બાપ્તિસ્મા થયું. રાજકોટમાં પણ બ્લેર સાહેબે ઘણું જ કામ કર્યું, તેના સ્મરણાર્થે જુનાગઢમાં જે સુંદર દેવળ રેવ. આર. એસ. ડીકી સાહેબે બંધાવ્યું (૧૯૩૫), તે "જોન કૉલિન્સ બ્લેર મેમોરીઅલ ચર્ચ" નામથી ઓળખાય છે.

સને ૧૮૯૧માં રેવ. જેમ્સ સૉલ્ટર્સ સાહેબ તથા રેવ. જોન બેલ સાહેબ આવ્યા. પરંતુ તેઓ સાહેબનાં નામ ભાગ્યેજ કોઇને યાદ હશે, કેમકે તંદુરસ્ત નહિ રહેવાને લીધે છ મહિના પછી સૉલ્ટર્સ સાહેબને અને ત્રણ વર્ષ પછી બેલ સાહેબને સ્વદેશ પાછા જવું પડયું.

સને ૧૮૯૪માં રેવ. રોબર્ટ વિલ્સન સાહેબ આવીને ઘોઘા નિમાયા. બે વર્ષની જે ટૂંક મુદત તેઓ સાહેબે વઢવાણ કૅમ્પમાં કાઢી (૧૯૧૩–૧૫), તે સિવાય બાકીનાં છવ્વીસ વર્ષ તેઓએ ઘોઘા, ભરૂચ અને બોરસદ, તે ત્રણ સ્થળોમાં મંડળાની સેવા કરવામાં ગાળ્યાં. જોકે ઘણે ભાગે તેઓ સાહેબની તબિયત નરમ રહેતી હતી, તોપણ આ ત્રણે સ્થળે તેઓએ જે અથાગ મહેનત

કરી, તે આપણામાંના કોઇની જાણ બહાર નથી. સને ૧૯૨૨માં તેઓ ફારેગ થયા, ત્યાર પછીને નવમે વર્ષે તેઓ મરણ પામ્યા. તેમનું આખરનું તેડું અચાનક આવ્યું ખરું. પણ જેમ ભલા તથા વિશ્વાસુ સેવકને શોભે તેમ તેઓ સાહેબ પણ પોતાના પ્રભુના સાન્નિધ્યમાં હાજર થવા તૈયાર હતા.

સને ૧૮૯૫માં ત્રણ નવા કામદારોને માતુશ્રી મંડળી તરફથી મોકલવામાં આવ્યા. વર્ષની શરૂઆતે રેવ. જે. એસ. સ્ટીવન્સન સાહેબ અને વર્ષની આખરે રેવ. આર. આર. જોનસન સાહેબ તથા રેવ. એસ. ગિલેસ્પી સાહેબ વળી બીજી સાલે રેવ. એચ. માર્ટિન સાહેબ પણ આવી પહોંચ્યા. સ્ટીવન્સન સાહેબના કામ સંબંધી સવિસ્તર લખવાની જરૂર નથી, કેમકે તેઓના કામનું સ્મરણ કરાવે, એવા અનેક સ્તંભ ગુજરાત, કાઠિયાવાડ તથા પંચમહાલમાં બધે દેખાઇ આવે છે. સ્ટીવન્સન સાહેબ મહાન ઉપાસક હતા, કેવળ એમ નહિ પણ તેઓ નિપુણ શિલ્પશાસ્ત્રી હતા, અને આપણું દરેક ભજનસ્થાન આકર્ષક દેખાય તેમજ દરેક સ્થળે ઇશ્વરનું ભજન પવિત્રતાની શોભાએ કરાય, એ તેઓનું હમેશનું ધ્યેય હતું. આ કારણને લીધે નવાં દેવળોની નકશીઓ કાઢવામાં તથા જૂનાં દેવળ શોભાવવામાં તેઓ સાહેબ આપણી મંડળીની અત્યંત સેવા કરી ગયા છે. તોપણ સ્ટીવન્સન સાહેબનો ખરો સ્મારકસ્તંભ તો તે નથી, પણ જે સંખ્યાબંધ અનાથ છોકરાઓ તેમના પ્રેમાળ હાથથી મરણમાંથી બચીને પ્રભુ ઇસુના માર્ગમાં ઊછરીને આજકાલ પોતપોતાને સ્થળે તથા પોતપોતાની રીતિએ આભારસહિત પ્રભુના નામની સાક્ષી આપે છે, તેઓ તે વહાલા સાહેબનો ખરો સ્મારકસ્તંભ છે. આનંદની વાત છે કે પ્રાંતિજની હદની અંદર, એટલે હિંમતપુરમાં, "ઉત્તમ ઘેટાંપાળકનું મંદિર," આ શોભીતા નામથી જે દેવળ ઓળખાય છે, તે ઇશ્વરના મહિમાને માટે તથા સિંકલેર સ્ટીવન્સન સાહેબના સ્મરણાર્થે સને ૧૯૩૯માં બાંધવામાં આવ્યું.

જોનસન સાહેબ, ગિલેસ્પી સાહેબ તથા માર્ટિન સાહેબ, તે ત્રણે સાહેબોએ કરેલી સેવા વિષે કંઇ ન લખતાં તેઓ સંબંધી માત્ર એક વાત અહીં આગળ અમે નોંધવાની રજા લઇએ છીએ. તે એ છે કે તે સમયે "સ્વેચ્છાએ પરદેશમાં જવાની ઇચ્છા રાખનાર વિદ્યાર્થીઓ," એ નામનું એક સાર્વત્રિક મંડળ સ્થાપન કરવામાં આવ્યું હતું, તેની હિલચાલથી પરદેશમાં ધર્મપ્રચાર કરવા બાબત વિદ્યાર્થીવર્ગમાં મહત્ત્વની જાગૃતિ થઇ હતી. આપણી માતુશ્રી મંડળીની ઇશ્વરવિદ્યાશાળામાં પણ તે હિલચાલની અસર જણાઇ, જેથી સને ૧૮૯૫માં તેના વિદ્યાર્થીઓમાંના પાંચ ભાઇઓએ મંડળી જ્યાં મોકલવા માગે ત્યાં જવાની પોતાની તૈયારી જાહેર કરી. વળી પાંચેને પરદેશ મોકલતાં મંડળી આચકો ન ખાય, માટે ઓછે પગારે જવાની તેઓએ

પોતાની ખુશી જણાવી. જુવાન વિદ્યાર્થીઓએ આપેલા આ ભોગથી ઉત્તેજીત થઇને તેઓ સર્વેને પરદેશ મોકલવા સારૂ મંડળીએ પણ આનંદસહિત પોતાનો ફાળો આપ્યો, જેથી બે વર્ષની અંદર પાંચેને, એટલે રેવ. જોન ઓમેલવના સાહેબ તથા રેવ. એફ. ડબ્લ્યુ. એસ. ઓનીલ સાહેબને ચીન દેશના માન્ચુરીઆ પ્રાંતમાં, અને રેવ. આર. આર. જોનસન સાહેબ, રેવ. શમૂએલ ગિલેસ્પી સાહેબ તથા રેવ. હામિલ્ટન માર્ટિન સાહેબને હિન્દુસ્તાનમાં મોકલ્યા. તે પાંચ બહાદુર વિદ્યાર્થીઓમાંના હાલ માત્ર બે, એટલે રેવ. જોન ઓમેલવના સાહેબ તથા ડૉ. ઓનીલ સાહેબ, હયાત છે. પણ બાકીના ત્રણનાં નામ ભુલી જવાય એમ નથી, કારણ કે જે ભાવ તથા ઉત્સાહથી તેઓએ પોતાની દોડ શરૂ કરી, તેજ ભાવ તથા ઉત્સાહથી અંત સુધી ટકી રહીને તેઓએ પોતાની દોડ પ્રભુમાં પૂરી કરી. ભાઇઓ, મૂએલાઓને સારૂ કોણ બાપ્તિસ્મા પામવા તૈયાર છે?

એક જ વાત ઉમેરીને આપણે આ પ્રકરણ સમાપ્ત કરીએ. સને ૧૮૭૯માં પંચમહાલમાં પર્યટન કર્યા પછી ડૉ. શિલેડી સાહેબે ગોધરા શહેરમાં એક ઉપદેશકને રાખ્યા, તે આપણે ઉપર જોઇ ગયા. પણ ચાર વર્ષ પછી કામદારોની અછતને લીધે તે ઇચ્છવાજોગ બ્યવસ્થા બંધ કરવી પડી. પરંતુ વખત આવ્યો, ત્યારે મેઘસ્તંભ ફરીથી આગળ ચાલ્યો, અને સને ૧૮૮૯માં માતુશ્રી મંડળીની મહાસભાએ "જંગલ ટ્રાઇબ્સ મિશન" નામે એક નવી સંસ્થા સ્થાપન કરવાનો ઠરાવ સ્વીકાર્યો. તે ઠરાવાનુસાર બીજે વર્ષે (૧૮૯૦) મિ. વિલ્યમ મલિગન સાહેબ તે મિશનના પ્રથમ કામદાર નિમાઇને આવ્યા.

આ પ્રમાણે ઇશ્વરપિતાની સ્પષ્ટ દેખાતી દોરવણીથી આપણાં ત્રણે મિશન, એટલે આઇ. પી. મિશન (૧૮૪૧), ઝનાના મિશન (૧૮૭૪), અને જંગલ ટ્રાઇબ્સ મિશન, ત્રણેનો આ સુંદર વચનરૂપી દેશમાં પ્રવેશ થયો. પ્રભુના નામને ધન્યવાદ હો! આમેન.

ત્રણ જુદે જુદે પ્રસંગે પોતાના કામદારોને ઉત્તેજીત કરવાને માટે માતુશ્રી મંડળી તરફથી મિશનોની કાર્યવાહક સમિતિના પ્રમુખ સાહેબો મુલાકાત લેવા આવ્યા, એટલે સને ૧૮૭૭માં રેવ. ડૉ. ફલેમિંગ સ્ટીવનસન સાહેબ તથા મડમ સાહેબ, સને ૧૯૦૦માં ડૉ. ડેવિડ જી. બાર્કલી સાહેબ, તથા સને ૧૯૩૬માં રેવ. ડૉ. બોયડ સાહેબ તથા મડમ સાહેબ. વળી એક વખતે મંડળીના પ્રમુખ સાહેબ પોતે પધાર્યા (૧૯૩૧–૩૨), એટલે રેવ. ડૉ. જોન જી. પેટન તથા તેઓનાં માનવંત મડમ સાહેબ. તે ઉપરાંત માતુશ્રી મંડળીના જુદા જુદા સભ્યો પણ આપણી મંડળીની મુલાકાતે આવ્યા, જેવા કે સને ૧૮૯૩માં રેવ. ડૉ. જોનાથાન સિમ્પસન સાહેબ, સને ૧૯૦૪માં મિ. આર્ચીબોલ્ડ મરે, અને સને ૧૯૩૧માં અમદાવાદ મિશન હાઈ સ્કૂલના

પ્રિન્સિપલ મિ. એ. એન. બ્રાઉન સાહેબના પિતાશ્રી તથા બહેન. એવા મહેમાનોના આવવાથી આપણી મંડળીને ભાગ્યશાળી ગણવી ઘટે છે, કેમકે તે વડે માતુશ્રી મંડળીની સાથે આપણી મંડળીનો જે ગાઢ સંબંધ છે, તેને સારી પુષ્ટિ મળે છે. તો શતાબ્દિના આનંદોત્સવ પ્રસંગે જો આપણી મંડળીનો કોઈ પ્રતિનિધિ જઇને માતુશ્રી મંડળીની મુલાકાત લઇને તેને આપણી પ્રેમી સલામ પ્રત્યક્ષ કહી સંભળાવે, તો કેવું સારૂં!

## VII. વડ તથા તેની વડવાઈઓ

### (૧) સુરત મુદ્રણાલય

#### "બી તો દેવનું વચન છે"

સુરતમાંના આપણા છાપખાના વિષે ઉપરના પ્રકરણમાં (VI. ૧) થોડુંઘણું જણાવવામાં આવ્યું છે, પરંતુ તેમાં જાણવા જેવી બીજી એચાર વાત અહીં ઉમેરવાની અમે રજા લઇએ છીએ. છાપખાનું આપણા પાળક સાહેબોના હાથમાં આવ્યું, તે વખતે તેની સ્થિતિ ઠીક નહોતી. પણ મુદ્રણાલય સુવાર્તા પ્રગટ કરવાનું એક અવશ્યનું સાધન છે, તે જાણીને મંટગમરી સાહેબે તેને સુધારવાનું કામ તરત હાથમાં લીધું, અને બીજે વર્ષે (૧૮૪૭) આપણા મિશન પ્રેસનું પ્રથમ પુસ્તક, એટલે ડૉ. ગ્લાસ્ગોકૃત "ખ્રિસ્તી આચરણ," પ્રસિદ્ધ કરવામાં આવ્યું. તે સમયે મિશનની નિશાળમાં વાપરવા લાયક કોઇ પણ ચોપડીઓ નહોતી, માટે સને ૧૮૪૮માં તે મોટી જરૂરીઆત પૂરી પાડવા સારૂ ગ્લાસ્ગો સાહેબે "શાળોપયોગી પોથી, ભાગ ૧લો," એ નામનું પુસ્તક તૈયાર કર્યું. હસ્તલેખ તૈયાર હતો ખરો, પણ તે છપાવવાનું ખરચ ક્યાંથી મળે? જ્યારે કંઇ રસ્તો નહિ સૂઝ્યો, ત્યારે ગ્લાસ્ગો સાહેબે બેલ્ફાસ્ટ શહેરમાંના પોતાના એક મિત્રને ઊભી થએલી મુશ્કેલી જણાવી. તેઓ સાહેબે મિશનની નિશાળોના કામને આ નડતરરૂપ વાત ત્યાંની સાબ્બાથશાળાનાં છોકરાંની આગળ રજૂ કરી, જેથી આ દેશમાંનાં તેમનાં નાનાં નાનાં ભાઇબહેનોના હિતની ખાતર તેઓએ પોતાનાં દાનાર્પણ વડે તે પુસ્તક બહાર પાડવાનું ખરચ પૂરૂં પાડ્યું—આયર્લૅન્ડનાં છોકરાં તરફથી ગુજરાતનાં છોકરાંને સમર્પિત ભેટ! કેટલી બધી બાબતો સંબંધી આપણે આયર્લૅન્ડની સાબ્બાથશાળાનાં છોકરાંનાં ઋણી છીએ! આ પોથી ઘણી ઉપયોગી થઈ પડી, જેથી એક પછી એક તેની સુધારેલી ઘણી આવૃત્તિઓ થોડાં જ વર્ષોમાં બહાર પડી.

તે પુસ્તક હાલ તો વપરાતું નથી, પણ સને ૧૮૫૦માં ગ્લાસ્ગો સાહેબે રચેલું એક પુસ્તક બહાર પડ્યું, કે જેનો ઉપયોગ રોજ રોજ આજ સુધી થાય છે

અને હજુ પણ થશે. તે કયું છે? તે પુસ્તક તો "દાઊદનાં ગીતોમાંનાં પસંદ કરેલાં પચાસ ગીત," છે. સને ૧૮૫૬માં બાકીનાં એકસો ગીતનો પદ્યરૂપ તરજુમો તૈયાર થયો, એટલે ગીતશાસ્ત્રમાં ઈશ્વરસ્તુતિનાં જે સર્વોત્તમ ગીત સમાએલાં છે, તે સર્વનો તરજુમો આપણા ગાવાના ખપને સારૂ ગ્લાસ્ગો સાહેબની મહેનતથી તૈયાર કરવામાં આવ્યો. તે દોઢસોયે ગીત ગાવાના કામમાં આવે, એવાં નથી, પરંતુ તેઓમાંનાં જે સહુથી મધુર તથા લોકપ્રિય છે, એવાં પસંદ કરેલાં ૨૮ ગીત હાલના "ભજનસંગ્રહ"માં છાપેલાં છે. એ ૨૮ ગીતમાંનું એક પણ નહિ ગવાતું હોય, એવી જાહેર ભજનસેવા ભાગ્યે જ ચલવાવામાં આવતી હશે.

બીજા પ્રખ્યાત લેખક તથા કવિ રેવ. જોસફ ટેલર સાહેબ હતા. તેઓ સાહેબનાં ઘણાં પુસ્તક હજુ વપરાય છે અને વપરાશે. તેમાંનાં મુખ્ય તો નીચે પ્રમાણે છે:—"વિશ્વાસનામું," "લઘુ પ્રશ્નોત્તરાવળી," "મંડળીનો ઇતિહાસ" (જૂની આવૃત્તિ), "શુદ્ધપ્રબુદ્ધ," "તત્ત્વતંતુ" અને "ખ્રિસ્તી ધર્મ વિષે બોધભાષણ નિરુપણ." તે સર્વ ઉપરાંત "કાવ્યાર્પણ" રચવામાં તેઓએ જે મોટો ભાગ લીધો, તેને લીધે આપણી મંડળી તેઓ સાહેબની હમેશની આભારી છે. "કાવ્યાર્પણ"ની પ્રથમ આવૃત્તિ સને ૧૮૭૩માં બહાર પડી.

સુરતમાંનું આપણું મુદ્રણાલય ગુજરાતમાંની સર્વ મંડળીઓનો સેવક છે, તોપણ તેના ઉપયોગીપણાના જૂના વખતના બીજા દાખલા પડતા મૂકીને એક જ બીજો દાખલો આપીએ. તે તો રેવ. ટી. એલ. વેલ્સકૃત "પાઠમાળા"ની હારમાળા છે. તે પુસ્તકનો પહેલો ભાગ સને ૧૮૭૭માં પહેલવહેલાં બહાર પડયો, તોપણ આજ સુધી તે બધે વપરાય છે. અંગ્રેજી ભણનારા વિદ્યાર્થીઓની માગણીને લીધે તેની અનેક આવૃત્તિઓ છપાવવામાં આવી છે. પુસ્તક તો ઉપયોગી હતું, તોપણ તે કેળવણીની જૂની ઢબ પ્રમાણેનું હતું, તેથી શિક્ષણની નવી પદ્ધતિને તે બંધબેસતું થાય, માટે માનવંત લુઇસ મડમ સાહેબે તેના પાંચે ભાગની પુનઃરચના કરીને તેને નવું સ્વરૂપ આપ્યું છે.

ત્યાર પછી ડૉ. જી. પી. ટેલર સાહેબે તથા ડૉ. જે. એફ. સ્ટીલ સાહેબે ખ્રિસ્તી સાહિત્ય તૈયાર કરવામાં જે પ્રશંસનીય ફાળો આપ્યો, તે આપણ સર્વેને માલૂમ છે. આજ કાલ રેવ. ડબ્લ્યુ. જી. મલિગન સાહેબ પણ મંડળીની એજ સેવા કરતા રહ્યા છે.

મિશન પ્રેસના ઘણાખરા ચલાવનારા તો મિશનરી સાહેબો પોતે હતા, જેવા કે મંટગમરી સાહેબ, રે સાહેબ, ડૉ. બીટી સાહેબ, ડૉ. શિલેડી સાહેબ, અને ડૉ. સ્કોટ સાહેબ. પરંતુ છાપવાની કળામાં નિપુણ એવા બે સાહેબો વચગાળે છાપખાનું ચલાવવા સારૂ નિમાયા હતા, એટલે મિ. રોબર્ટ યંગ સાહેબ (૧૮૫૭–૧૮૬૨) તથા મિ. વિલ્યમ રેમૉન્ડ સાહેબ (૧૮૬૩–૧૮૮૩). પ્રેસમાં જે વિશેષ સુધારોવધારો થયો, તે યંગ સાહેબના પ્રયાસથી થયો.

મિશન મુદ્રણાલયને ટેકો આપવાને તથા તેનાથી થતા કામમાં વધારો કરવાને માટે સને ૧૮૫૩માં ડૉ. ગ્લાસ્ગો સાહેબે "ગુજરાત ટ્રાક્ટ એન્ડ બૂક સોસાયટી" નામની સંસ્થા સ્થાપન કરી. શરૂઆતથી જ પૂર્વ હિન્દની (ઇસ્ટ ઈંડીઆ) કંપનીના અમલદારો તે સોસાયટીને ઘણી સારી મદદ આપતા હતા. ડૉ. ગ્લાસ્ગો સાહેબ પોતાનાં છેલ્લાં સાત વર્ષ (૧૮૫૭–૧૮૬૪) દરમિયાન સોસાયટીના ચિટનીસ હતા. તેઓએ પોતાનો છેલ્લો રિપોર્ટ આપતાં જણાવ્યું હતું કે અત્યાર સુધી આ ખાતાનાં ૪૩ નાનાંમોટાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે. હાલ ટ્રાક્ટ સોસાયટી સંયુક્ત છે, અને અત્યારે તેના તરફથી પ્રસિદ્ધ થએલાં એવાં ૨૦૪ ચોપાનિયાં તથા પુસ્તકો છે, પરંતુ તેને વિશેષ અનુમોદન આપનાર તો આપણી મંડળીના સભ્યો છે. ગયે વર્ષે (૧૯૩૯) આપણી મંડળી તરફથી તેને રૂ. ૭૮૬ જેટલું દાનાર્પણ આપવામાં આવ્યું, અને બાકીની બીજી ચાર મંડળીઓ તરફથી રૂ. ૪૪૭ મળ્યા. પરંતુ ટ્રાક્ટ સોસાયટીનો પાયો નાખનાર આપણા મિશનના અગ્રેસર ડૉ. જેમ્સ ગ્લાસ્ગો સાહેબ હતા, માટે તે સંસ્થા આપણને વિશેષ પ્રિય લાગે, તે સ્વાભાવિક છે.

છાપખાનાને લગતું એક નામ બાકી રહ્યું છે, તેની નોંધ લીધા વગર આ પ્રકરણ પૂરૂં કરાય એમ નથી. તે નામ ઉપકારભાઇ અજુભાઇ દેસાઇનું છે. ઉપકારભાઈ અમદાવાદ મિશન હાઇ સ્કૂલના વિદ્યાર્થી હતા, ત્યાંથી પસાર થઇને તેઓ સને ૧૮૮૧માં બી.એ.ની ઉપાધિ મેળવીને અમદાવાદ મિશન હાઇ સ્કૂલમાં પહેલા મદદનિશ શિક્ષક નિમાયા. કેટલાંક વર્ષ પછી તેઓ સત્‌શાસ્ત્રની નવી સુધારેલી આવૃત્તિ તૈયાર કરનાર સમિતિની સાથે જોડાઇ ગયા. તેના કામમાં ઉપકારભાઈએ જે ભાગ લીધો, તે વિષે રેવ. ડૉ. શિલેડી સાહેબે સને ૧૮૯૮ના પોતાના રીપોર્ટમાં નીચે પ્રમાણે લખ્યું :—"આખું વર્ષ ઉપકારભાઈ અજુભાઇ દેસાઇભાઇ, બી.એ.એ બૈબલની નવી આવૃત્તિ તૈયાર કરવાના કામમાં મારી સાથે કામ કર્યું હતું, અને તે આવૃત્તિમાં, વિશેષે કરીને તેની શૈલી તથા તેની ઢબમાં જે કંઇ ખાસ ખૂબી દેખાઈ આવે છે, તે ઉપકારભાઇની સાક્ષરતાને આભારી છે, એમ કહેવામાં લેશમાત્ર અતિશયોક્તિ નથી." શાસ્ત્રમાં દરેક પુસ્તકની ભાષા સુધારવામાં ઉપકારભાઇએ પોતાનો ફાળો આપ્યો, પરંતુ (જો અમારી ભૂલ નહિ હોય તો) જેમ સુધારવા માટે ડૉ. સ્કૉટ સાહેબને ગીતશાસ્ત્રનું પુસ્તક, ડૉ. સ્ટીલ સાહેબને યશાયાહનું પુસ્તક અને ડૉ. ટેલર સાહેબને યિર્મેયાહનું પુસ્તક સોંપવામાં આવ્યું હતું, તેમ ઉપકારભાઈને અયૂબનું પુસ્તક આપવામાં આવેલું, અને તે મનોહર કાવ્યનો નવો તરજુમાની જે સ્પષ્ટતા તથા તે વાંચવાની જે રસમય અતિઘણી સરળતા જણાય છે, તે માટે આપણે સર્વે ઉપકારભાઇના ઋણી છીએ.

## (૨) અનાથાશ્રમો

### "હું ભૂખ્યો હતો, ત્યારે તમે મને ખવડાવ્યું"

અનાથાશ્રમખાતું કંઇ નવી વાત નથી. શરૂઆતથી જ આપણી મંડળીના આગેવાનો નિરાધાર છોકરાંને આશ્રય આપતા આવ્યા છે. સને ૧૮૪૫ જેટલી વહેલી તકે તે બાબત વિષે પત્ર લખીને ડૉ. જેમ્સ ગ્લાસ્ગો સાહેબે અનાથ છોકરાંને તેમજ નિરાશ્રિત પુખ્ત ઉમ્મરનાં થએલાં ખ્રિસ્તીઓને માટે બેચાર કોટડી બાંધવાને સારૂ પોતાના મિત્ર ગિબ્સન સાહેબ પાસેથી પૈસાની મદદ માગી. ગ્લાસ્ગો સાહેબનો એવો વિચાર હતો કે બાલાશ્રમ તથા ઉદ્યોગશાળા, કેવળ એમ નહિ પણ છાપખાનું અને ધર્મશાળા, એવાં જુદાં જુદાં મકાન રાજકોટમાં બંધાય, તો સારૂં. છોકરાં છોકરાંની વિશેષ દયા ખાય, એવું સમજીને ગિબ્સન સાહેબે સાબ્બાથશાળાનાં છોકરાંને ગ્લાસ્ગો સાહેબને સહાય કરવાની વિનંતી કરી, જેથી જાણવા જેવું પરિણામ આવ્યું. સાહેબની વિનંતી સ્વીકારીને ઘણીખરી સાબ્બાથશાળાઓમાં અનાથ છોકરાંના નિભાવને સારૂ નિયમિત રીતે દાનાર્પણ આપવાની વ્યવસ્થા કરવામાં આવી. તે વ્યવસ્થા આજ દિન સુધી પણ ચાલુ રહી છે અને હાલનાં આપણાં અનાથ છોકરાંને સારૂ ઘણી જ મદદરૂપ નીવડી છે.

સુરતમાં લંડન મિશનરી સોસાયટીએ અનાથાશ્રમ ઉઘાડયો હોય કે કેમ, તેની અમને ખબર નથી, પરંતુ જ્યારથી રેવ. વિલ્યમ કલાર્કસન સાહેબે દહેવાણમાં સુવાર્તાનું કામ શરૂ કર્યું, ત્યારથી દહેવાણમાં અને પછી બોરસદમાં અનાથ છોકરાંની સંભાળ રાખવાની વ્યવસ્થા કરવામાં આવી. સને ૧૮૫૬માં દહેવાણમાં પાંચ એવાં છોકરાં હતાં, તેમાંનાં ત્રણને ગુલામગીરીમાંથી છોડાવવામાં આવ્યાં હતાં. આ છોકરાં અલાયદાં મકાનોમાં રહેતાં નહોતાં, પણ તેઓને જુદાં જુદાં ખ્રિસ્તી ભાઇબહેનોને ત્યાં મૂકીને સાહેબ તેમનું ખાધાખર્ચ પૂરૂં પાડતા હતા. જ્યાં સુધી અનાથાશ્રમનાં ખાસ મકાનો વેચાતાં રાખવામાં અથવા બંધાવવામાં આવ્યાં નહિ, ત્યાં સુધી આપણી મંડળીમાં પણ અનાથ છોકરાંની સંભાળ રાખવાની એજ પ્રથા ચાલતી હતી. વળી છોકરાં સ્વપોષિત થતાં શીખે, માટે જાતજાતના ઉદ્યોગ તેમને શીખવવામાં આવતા હતા. સને ૧૮૫૩માં દહેવાણમાંની છોડીઓએ કરેલા ગુંથણકામની રૂ. ૧૫૦ જેટલી ઊપજ થઇ. આ સર્વેથી એવું બન્યું કે જ્યારે ખાસીવાડી આપણને સોંપવામાં આવી (૧૮૬૦), ત્યારે ખાસીવાડીમાં રહેનાર કેટલાક અનાથ છોકરાઓ અને દહેવાણમાં રહેનાર કેટલીક અનાથ છોડીઓ પણ આપણા હાથમાં આવ્યાં.

પરંતુ આ ખાતાનો ખરો પ્રારંભ સને ૧૮૬૬માં થયો, એમ કહીએ તો ચાલે, કેમકે તે સાલે ઉત્તર ગુજરાત તથા મેવાડમાં દુષ્કાળ પડયો, ત્યારે રેવ.

જી. ટી. રે સાહેબે ત્યાંનાં કેટલાંક નિરાધાર છોકરાં તેડી લાવીને તેમાંના છોકરાઓને બોરસદ તથા રાણીપુરમાં અને છોડીઓને સુરતમાં રખાવ્યાં. તે છોકરાઓમાંના બે છોકરા ભણીગણીને આગળ જતાં મંડળીના પ્રખ્યાત નેતા થઇ ગયા. તેઓ કોણ હતા? રેવ. થોમાભાઇ પાથાભાઇ અને રેવ. લાજરસભાઇ તેજપાળભાઇ. ખરેખર આપણું અનાથાશ્રમખાતું ધરુ ઉગાવવાના ક્યારડારૂપ છે.

બે વર્ષ પછી (૧૮૬૮) જેને લીધે અનાથાશ્રમખાતું વધારે મોટું તેમજ વ્યવસ્થિત કરવાની આવશ્યકતા થઇ, એવો બીજો એક બનાવ બન્યો. સીદી ગુલામોને લઇ જનારી એક હોડી અંગ્રેજ લશ્કરી વહાણને કબજે થવાથી મુંબઇ બંદરે લાવવામાં આવી હતી. ગુલામોની ટોળીનાં કેટલાક છોકરાઓ તથા છોડીઓ હતાં, તેઓને મિશનરીઓના હાથમાં સોંપવાની સરકારે પોતાની ખુશી જણાવી. તેજ પ્રસંગે રેવ. રોબર્ટ મંટગમરી સાહેબ રજા પરથી પાછા આવતાં તે બંદરે ઊતર્યા હતા. તેઓ સાહેબે સરકારની ઇચ્છા જાણીને કેટલાંક છોકરાંની માગણી કરી, એટલે દસ છોકરાઓ અને દસ છોડીઓ તેઓને સોંપવામાં આવ્યાં. છોકરાઓને રાણીપુર મોકલવામાં આવ્યા, અને છોડીઓને સારૂ સુરતમાં વ્યવસ્થા કરવામાં આવી. આ વીસ છોકરાંને ઉમેરવાથી તે સાલનાં અનાથ છોકરાંની કુલ સંખ્યા ૭૯ થઇ, એટલે રાણીપુરમાં ૪૧ છોકરાઓ, સુરતમાં ૨૯ છોડીઓ, અને જુદે જુદે સ્થળે પાળેલી બીજી ૯ છોડીઓ.

અત્યાર સુધી જ્યાંત્યાંથી મદદ માગીને સાહેબો તથા તેમનાં મડમ સાહેબો પોતાના હાથ નીચેનાં અનાથ છોકરાંનું જતન કરતાં આવ્યાં હતાં, પણ હવે તેઓના નિર્વાહને સારૂ પાકો બંદોબસ્ત કર્યા વિના છૂટકો નહોતો. એવી કાયમ વ્યવસ્થા કરવામાં રેવ. વિલ્યમ ડીકસન સાહેબે આગળ પડતો ભાગ લીધો, તેથી ત્રણ વર્ષ પછી તેઓ સાહેબનું અકાળ અવસાન થયું (૧૮૭૧), ત્યારે જો કે તેમના સ્મરણાર્થે તેમના ખ્રિસ્તી તેમજ હિન્દુ મિત્રો તરફથી એક ભવ્ય સ્મારક-સ્તંભ સુરતના જૂના કબરસ્તાનમાં ઊભો કરવામાં આવ્યો હતો ખરો, તો પણ જ્યારે સને ૧૮૭૨માં કેટલાએક છોકરાઓ અનાથાશ્રમમાંથી પસાર થઇને પ્રથમ સ્વપોષિત થયા, ત્યારે તેઓ સાહેબની અપાર મહેનતથી વ્યવસ્થિત કરાએલા અનાથાશ્રમખાતાની નોંધ કરીને તે સાલના રિપોર્ટમાં એમ લખવામાં આવ્યું, કે "અનાથાશ્રમખાતું એજ મરહૂમ ડીકસન સાહેબનો ખરો સ્મારકસ્તંભ છે."

બીજા એક કારણને લીધે ૧૮૭૨ની સાલ યાદ રાખવા લાયક છે. તે સાલે સુરતમાંની અનાથ છોડીઓમાંની પ્રથમ એક છોડીનું બાપ્તિસ્મા થયું. "સુરતના અનાથાશ્રમનું પ્રથમફળ," એવા સરસ શબ્દોથી આ બાપ્તિસ્માની નોંધ રિપોર્ટમાં કરેલી છે. સને ૧૮૭૨માં એક જ છોડીનું બાપ્તિસ્મા થયું, પણ સને ૧૮૭૪માં સોળ છોડીઓનું બાપ્તિસ્મા થયું, અને તેજ વખતે બાપ્તિસ્મા પામવાની ઉમેદ રાખનારી બીજી સોળ છોડીઓ હતી.

ખુશીની વાત છે કે ડિકસન સાહેબ મરણ પામ્યા, તે પહેલાં સુરતમાં મિશનના બંગલાની નજીકમાં અનાથાશ્રમને સારૂ એક ઘણી સગવડવાળું મકાન વેચાતું રાખવામાં આવ્યું હતું, એટલે જે મકાનમાં હાલ મિશન ગર્લ્સ હાઇસ્કૂલ ચાલે છે તેજ. અહીં મુનશી અબ્દૂર રહેમાનની આયેશા નામની મોટી દીકરીની દેખરેખ નીચે ઓગણત્રીસ છોડીઓ રહેતી હતી. સુરતમાં મિસ ફૉરેસ્ટ સાહેબે દવાખાનું ખોલ્યું, ત્યારથી વખતોવખત અનાથ છોડીઓ દવાખાને જઇને ત્યાં ભેગી થએલી આ દરદીઓ તથા તેમની સાથે આવેલાં સગાંની આગળ ગીતો ગાતી તથા શાસ્ત્ર વાંચી સંભળાવતી, અને બીજી ઘણી રીતે પણ તેઓને મદદ કરતી.

અનાથાશ્રમખાતાના ઇતિહાસનું બીજું પ્રકરણ સને ૧૮૯૭માં શરૂ થયું. તે સાલે ઉત્તર-પશ્ચિમ પ્રાંતમાં ભારે દુકાળ પડયો. ત્યાંના મિશનરીઓએ મદદ કરવાની કરેલી વિનંતી સ્વીકારીને આપણી મંડળીને નામે મરહૂમ બ્લેર સાહેબ મહોબા જઇને ત્યાંથી ૧૮૨ છોકરાં તેડી લાવ્યા. તેઓને સુરત, બોરસદ, આણંદ અને ભરૂચમાં ફાળે પડતાં રાખવામાં આવ્યાં.

પણ જો કે તે સમયે દુકાળનું વિકરાળ સ્વરૂપ ગુજરાતમાં દેખાયું નહોતું, તો પણ એના જેટલું જ ભયંકર સંકટ તેમાં પ્રવેશ કરવા પામ્યું હતું. એકાએક ગાંઠિયો તાવ બધે ફાટી નીકળ્યો હતો, તે જોઈને લોક અહીંતહીં નાસભાગ કરવા લાગ્યા હતા. મુંબઇ છોડીને હજારો સુરત નાસી આવ્યાં, તેમની મારફતે તે રોગનો ચેપ બીજા હજારોને લાગી ગયો. મરકી ફાટી નીકળી છે, તે જોઇને ડૉ. શિલેડી સાહેબે અનાથ છોકરાંને તરત ડુમસ મોકલાવ્યાં, અને શહેર બહાર છાપરાં બંધાવીને મરકીનું જોર નરમ નહિ પડે, ત્યાં સુધી તેમાં વિશ્વાસવાડીના તમામ લોકને રહેવા મોકલ્યા. આ તથા એના જેવા બીજા ઉપાયોથી ત્રણ સિવાય સર્વે ખ્રિસ્તીઓ તે ભયંકર આપત્તિમાંથી બચી ગયા, તે જાણીને બહારનાં ઘણાં માણુસ કહેવા લાગ્યાં, કે "પ્રભુએ તેઓને સારૂ ભારે કામ કર્યાં છે."

અમંગળ વર્ષ! ઠેરઠેર ધરતીકંપ, દુષ્કાળ, મરકી, લડાઈ! બીજું શું બાકી રહ્યું? આટલું જ, કે ગુજરાતમાં પણ દુકાળ પડે. અને બન્યું પણ એમજ. સને ૧૮૯૯ના રિપોર્ટમાં આ ભયાવહ શબ્દો પહેલવહેલા દેખાયા, "મરકી તથા દુકાળ." તે વાંચીને કોનું હૃદય નહિ કંપી ઊઠે? જુન માસની અધવચે સારો વરસાદ પડયો, પણ ત્યાર પછી સપ્ટેંબર ૯મી સુધી તે પડતો બંધ થઇ ગયો, અને તે તારીખે પડયો, તે સિવાય ફરી એક પણ ટીપું પડયું નહિ, અને બીજી સાલની આખર સુધી એવી ને એવી જ સ્થિતિ ચાલુ રહી.

મુશ્કેલીમાં આવી પડેલા ખ્રિસ્તી ભાઈઓને બનતી મદદ કરવી, તે મંડળીની પહેલી ફરજ હતી. પછી હરકોઈ ગરીબને મદદ આપવી પડી, અને આખરે જ્યારે ત્રાસનો કંઈ પણ અંત જણાયો નહિ, ત્યારે નિરાશ્રિત છોકરાંને

આશ્રય આપવો પડયો. અરેઠથી તે ઘોઘા સુધી મિશનને દરેક મુખ્ય સ્થળે અનાથાશ્રમો બંધાવવામાં આવ્યા. અનેક પ્રકારના ઉપાય યોજી કાઢીને ભૂખે મરતાંને રાહત આપવામાં આવતી હતી. જેવી જેની શક્તિ, તેવી તેની પાસે મજૂરી કરાવવામાં આવતી હતી, જેવી કે નવા કૂવા ખોદવાની, જૂના કૂવા ઊંડા કરવાની, ચૂનો પકવવાની, ઈંટો પાડવાની, કપડું વણવાની, વગેરે. પણ રેલ આવ્યે પાળ કેમ કરીને બંધાય? જતે દહાડે પીડાતા લોકની પરિસ્થિતિ બગડતી ગઈ. બીજી સાલે પણ (૧૯૦૦) વરસાદ પડયો નહિ, "દાઝયા ઉપર ડામ ને પડતા પર પાટુ" એના જેવું બન્યું. ભુખમરાથી અધમૂઆં થઈ ગએલાં માણસો કોગળિયાના ભયંકર રોગનો ભોગ થઈ પડ્યાં. કેવી હાલત! બોરસદમાં સરકારે જે કંઈ સંકટનિવારણ કામ કાઢયું હતું, તે કરીને પેટ ભરવા સારૂ ૩૦,૦૦૦ જેટલાં માણસો એક જ મુકામે ભેગાં થયાં હતાં, તેઓમાં આ જીવલેણ રોગ ફાટી નીકળ્યો, અને તેઓમાં એટલું જ નહિ પણ તેઓની સારવાર કરનાર પ્રભુના સેવકોને તે લાગુ પડયો. એક પછી એક થોડી જ મુદ્દતમાં આપણા સાહેબોમાંના ત્રણ સાહેબ એજ રોગના ભોગ થઈ પડ્યા, અને એક વહાલાં મડમસાહેબ તે રોગનો તો નહિ, પણ ભૂખે મરતાંની સેવા કરતાં કરતાં પોતે ઉઠાવેલા શ્રમનો ભોગ થઈ પડ્યાં.

તા. ૮મી જુને ચોદ કલાકનો ટૂંક મંદવાડ ભોગવ્યા પછી રેવ. રોબર્ટ ગિલેસ્પી સાહેબ બોરસદમાં મરણ પામ્યા. પ્રભુ પોતાના મંદિરમાં અકસ્માત આવ્યો.

સંતરામપુરમાં દરબારશ્રીએ સરકારી ધર્મશાળાનો બધો વહીવટ કરવાનો અખત્યાર બે વર્ષ ઉપર નવા આવેલા મિ. રોબર્ટ મક્ષ્હિન્ની સાહેબને સોંપ્યો હતો, ત્યાં ૧,૦૦૦ જેટલાં નિરાધાર ભીલ લોક આશ્રય પામીને તે જુવાન સાહેબની દેખરેખ નીચે રહેતા હતા. તેઓ એકલા જ હતા, તોપણ જ્યારે મહે. મલિગન સાહેબે બેચાર દહાડાનો આરામ લેવા સારૂ તેમને ઝાલોદ આવવાનું આમંત્રણ આપ્યું, ત્યારે "મારે માથે આટલો બધો જુમ્મો રહેલો છે, કે મારાથી અવાય એમ નથી," એવો જવાબ આપીને તેઓએ જવાની ના પાડી. એટલામાં શનિવારે, તા. ૧૪મી જુલાઈ, બપોરે તેઓ સાહેબ એજ રોગના પંજામાં સપડાઈ ગયા, અને બીજે દિવસે બપોરે તેઓ પ્રભુમાં ઊંઘી ગયા. એકલા રહીને તેઓ પોતાના જીવનના દિવસો કાઢતા હતા, અને એકલા તેઓ મરણને શરણ થયા. તોપણ એકલા નહિ, કેમકે ઇશ્વરપિતા તેમની સંઘાતે હતો.

મક્ષ્હિન્ની સાહેબને મરી ગયે પોણો કલાક થયો નહોતો, એટલામાં ઝાલોદવાળા મલિગન સાહેબ ત્યાં જઈ પહોંચ્યા. આ દુઃખદ મોતના સમાચાર આપતાં મલિગન સાહેબે એમ લખ્યું, કે "કોગળિયાના રોગથી આપણામાંના

સહુથી વૃદ્ધ તથા સહુથી જુવાન, એવા બે સાહેબ મરણ પામ્યા છે. તો હવે મૂએલાઓને સારૂ બાપ્તિસ્મા પામવાનો કોનો વારો આવશે?" એ સવાલ જેઓએ પૂછ્યો, તેઓનો જ. વીસેક દહાડા પછી, એટલે તા. ૨૭ ઓગસ્ટના રોજ તેઓ પોતે તેજ રોગથી માંદા પડયા, પણ ઇશ્વિરકૃપાએ તેમાંથી બચીને તેઓને સારૂં થયું હોય, એમ લાગ્યું. પરંતુ સુકાઈ ગએલી કાયામાં મુદતિયો તાવ લાગુ પડયો હતો, જેથી તેમની નબળાઈ વધી જવાથી તા. ૧૪મીએ તેઓ સંપૂર્ણ શાંતિએ પ્રભુમાં ઊંઘી ગયા.

શેઓલ હજુ તૃપ્ત થયું નહોતું શું? ના, હજુ તેને એક બલિદાન લેવાનું બાકી રહ્યું હતું. તે આપનાર કોણ? માનવંત સ્ટીલ મડમ સાહેબ. સપ્ટેંબર માસમાં હવાફેરને માટે તેઓ પોતાની દીકરીને લઈને લાંડોર જઇને માંદાં પડ્યાં, પરંતુ પંદર માસથી તેમણે કરેલા અથાગ શ્રમને લીધે તેઓ તદ્દન અશક્ત બની ગયાં હતાં, તેથી થોડા જ દિવસનો મંદવાડ ભોગવ્યા પછી તા. ૧૧મીએ તેઓ પોતાના પ્રભુના આનંદમાં પ્રવેશ પામ્યાં.

જેમ આપણી મંડળીનો પાયો આત્મભોગ પર નાખેલો છે, તેમ આપણા પ્રશંસાપાત્ર અનાથાશ્રમખાતાનો પાયો પણ એવી જ રીતે નાખવામાં આવ્યો છે. બીજાંને બચાવતાં આ દેવસેવકોએ પોતાનું પ્રાણાર્પણ કર્યું, તે કરતાં અધિક પ્રીત શી હોઇ શકે? આ બધી વાતોનું જ્યારે આપણે સ્મરણ કરીએ, ત્યારે આપણું ઋણ કેટલું બધું છે, તેનો આપણને ખરો ખ્યાલ આવે છે.

બધે સંખ્યાબંધ છોકરાંને આશ્રય આપવામાં આવતો હતો, જેમકે રાજકોટના આશ્રમમાં ૫૦૦ જેટલા છોકરાઓ દાખલ થયા, તેમાંના કેટલાક મરણ પામ્યા, કેટલાએક પોતાને ગામ પાછા નાસી ગયા, અને ૧૩૫ છોકરાએ મિશનની ઓથે રહેવાનું પસંદ કર્યું. પ્રાંતિજમાં ૧,૨૦૦ જેટલાં છોકરાછોડીઓને દાખલ કરવામાં આવ્યાં, તેમાંનાં ૩૦૦ જેટલી બાળાઓ તથા છોકરાઓને બીજા સ્થળોમાં મોકલવામાં આવ્યાં. બાકીના ૯૦૦ છોકરાઓમાંના ઘણાખરા નાસી ગયા, બીજાં ૩૦૦ ભૂખમરાથી ચીમળાઇને ગુજરી ગયા, અને આખરે ૧૩૩ આશ્રમમાં રહ્યા. બોરસદમાં આખરની સંખ્યા ૩૦૦ જેટલા છોકરાની હતી, અને દરેક સ્થળે પણ એમજ બનતું હતું, જેથી સને ૧૯૦૧માં ૧,૪૦૦ અનાથ છોકરાની સંભાળ લેવાનો જુમ્મો મિશનને શિર રહેલો હતો. ઉપલા આંકડાઓ ગણીને લખવા તે સહેલું છે, પરંતુ તે ટૂંક વર્ણનથી સૂચવાએલી જે મહેનત, જે સેવા, જે ચિંતા, જે રુદન, જે પ્રાર્થના, જે પ્રેમ, તે સર્વનું મૂલ્ય કોણ સંપૂર્ણપણે આંકી શકે? જ્યારે માણસ પૂરી વયે મરણને શરણ થાય, ત્યારે વિલાપ કરવાને સ્થાન ક્યાં છે? પણ કળી ઊઘડીને ખીલે, તે પહેલાં જો તેને ચૂંટી લેવામાં આવે, તો તે જોઇને કોની લાગણી નહિ દુખાય? અને કોમળ વયનાં

બાળકો ભૂખમરાથી ચીમળાઇને ખરી પડે, તે કરતાં દુ:ખદાયક બીજું દશ્ય કયું હોઇ શકે? તોપણ આપણને થતો શોક બીજાઓના જેવો આશાહીન નથી. પ્રાંતિજની વાત દાખલારૂપ છે. ત્યાં દુકાળ સમયે જે અનાથ છોકરાં મરણ પામ્યાં, તેમની યાદમાં પથ્થરનો જે સ્તંભ ઊભો કરવામાં આવ્યો, તેના પર કોતરેલો શિલાલેખ નીચે પ્રમાણે છે:—

આ કબરસ્તાનમાં દાટેલાં
ત્રણસો બાળકો
ઇ. સ. ૧૯૦૦ના દુકાળને પ્રસંગે
મરણદ્વારે
ઉત્તમ ઘેટાંપાળકની બાથમાં
આશ્રય પામ્યાં,
તેમના સ્મરણાર્થે.
"તેઓને ફરી ભૂખ નહિ લાગશે".

જે ૧,૪૦૦ છોકરાં દુકાળના પંજામાંથી બચી ગયાં, તેઓનું ભરણપોષણ કેમ કરીને કરવામાં આવતું હતું? માતુશ્રી મંડળી અને વિશેષે કરીને તેની સાબ્બાથશાળાઓ તરફથી સારી મદદ મળતી હતી. વળી અમેરિકા દેશનાં પરોપકારી ભાઇબહેનોએ આપણને પૈસાની પુષ્કળ મદદ કરી. દુકાળના સમાચાર પ્રગટ કરીને ત્યાંની મંડળીઓને જાગૃત કરવામાં તથા તેઓનાં દાન ઉઘરાવવામાં ડૉ. ક્લોપ્શ સાહેબ, જેઓ "Christian Herald" નામના સાપ્તાહિક છાપાના અધિપતિ હતા, તેઓ સાહેબે આગળ પડતો ભાગ લીધો. સને ૧૯૦૭માં બોરસદના અનાથાશ્રમનો રિપોર્ટ આપતાં મરહૂમ હેન્ડરસન સાહેબે એવું જાહેર કર્યું હતું, કે સાડા છ વર્ષ દરમિયાન ૧૮૦ અનાથ છોકરાઓનું પાળણપોષણ કરવા માટે અમેરિકા દેશ તરફથી રૂ. ૫૨,૦૦૦ મોકલવામાં આવ્યા હતા. જ્યાં વિશેષ જરૂર જણાય, ત્યાં ડૉ. ક્લોપ્શ સાહેબ મદદ કરતા. રાજકોટની આસપાસનાં ગામડાંના ભરવાડોની ઘણી માઠી હાલત થઇ હતી, તેઓને ડૉ. ક્લોપ્શ સાહેબની સહાયથી બકરાં, ઘેટાં, દાણા તથા લૂગડાંલત્તાં આપીને મરહૂમ સિંકલર સાહેબ તેઓને નિભાવી શકયા. એ વાતને ૪૦ વર્ષ થયાં છે, તોય સાહેબે ભરવાડો પર જે દયા રાખી, તેનું વિસ્મરણ હજુ પણ થયું નથી. ગયા ફેબ્રુઆરી માસમાં ડૉ. માર્ટીન બીટી સાહેબનાં દીકરીને સાથે લઇને અમે પિપળિયા નામના ગામે ઉપદેશ કરવા ગયાં હતાં. ગામની ભાગળ આગળ કેટલાંક હલવાન ચરતાં હતાં, તેમાંના એકને પકડીને મિસ સાહેબે બાથમાં લીધું. તે જોઇને એક વૃદ્ધ ભરવાડ ઝડપથી મિસ સાહેબ પાસે આવીને તેમને કહેવા લાગ્યો, કે "જો આપ સાહેબ રાખવા ચાહતાં હો, તો રાખજો અને સાથે લઇ જજો. કેમકે છપ્પનિયા વખતે અમારા લોકને બકરાં અને

ઘેટાં આપીને આપના સાહેબે અમને નિભાવી રાખ્યાં. તેઓ સાહેબની દયા અમારાથી કદી ભૂલી જવાય નહિ." ડૉ. ક્લેપ્શ સાહેબનું નામ આપણી મંડળીમાં અમર રહે, તે આપણને શોભતું છે, અને ખુશીની વાત છે કે વહાલજીભાઇ બેચરભાઇના બંગલાની પાસે બોરસદની નજીકમાં જે પરૂં બાંધવામાં આવ્યું હતું, તેનું નામ ડૉ. ક્લેપ્શ સાહેબના માનમાં મરહૂમ હેન્ડરસન સાહેબે "ક્લેપ્શપુર" પાડયું.

મળેલી મદદ સંબંધીની નોંધવા લાયક એક સુંદર વાત છે, તે એ છે કે સને ૧૯૦૨માં માન્ચુરીઆ દેશમાં આઇ. પી. મિશનની જે મંડળી છે તે તરફથી રૂ. ૭૨ નિરાશ્રિત છોકરાંને સારૂ મોકલવામાં આવ્યા. તો પણ તેમાં અજાયબ જેવું શું છે? બેલ્ફાસ્ટ શહેરમાં સને ૧૮૭૬માં ગરીબ રખડેલ છોકરાઓની સંભાળને અર્થે તથા તેમની કેળવણીને સારૂ રેવ. જેમ્સ વાલેસ સાહેબના બુસ નામના દીકરા એક સંસ્થા ચલાવતા હતા, તેને સારૂ વાલેસપુરની મંડળીનાં ભાઇબહેનોએ રૂ. ૪૨—૬—૫ જેટલી રકમ મોકલાવી નહોતી શું? આપણે એક જ દ્રાક્ષાવેલાની ડાળીઓ, એક જ શરીરનાં અંગો છીએ, અને આવી જ રીતે એકબીજાના ભાર ઊંચકવાથી પવિત્ર સાર્વત્રિક મંડળીનું ઐક્ય બંધાતું જાય છે.

જે ૧,૪૦૦ છોકરાછોડીઓ આપણા અનાથાશ્રમોમાં રહ્યાં, તેઓને કેળવવાનો સવાલ રહ્યો. તેઓ સ્વાવલંબી થાય, એવી કેળવણી તેઓને આપવાની જરૂર હતી, માટે તે બાબત વિષે તપાસ કરવા અને તે સંબંધી બીજાઓને થએલા અનુભવનો લાભ લેવા ડૉ. સ્ટીલ સાહેબે તથા માર્ટિન સાહેબે સને ૧૯૦૦માં મધ્ય પ્રાંતમાં જુદાં જુદાં મિશનોનાં મથકોની મુલાકાત લીધી. તેઓ સાહેબોના અભિપ્રાયથી માનવંત મિશન કાઉન્સિલે ઉદ્યોગશાળા સ્થાપવાનો ઠરાવ કરીને અમદાવાદમાં ધૂળિયાકોટમાં જમીન રાખીને કારખાનાનો પાયો નાખ્યો. પરંતુ લાયક નિપુણ ઉપરી નહિ મળવાથી ધારેલી યોજના નિષ્ફળ થઈ, અને કારખાનાનો નાખેલો પાયો એમનેએમ પડયો રહ્યો.

એટલામાં હેન્ડરસન સાહેબ બોરસદમાં છોકરાઓને જાતજાતના ઉદ્યોગ, જેવા કે સુથારી કામ, કપડું રંગવાનું તથા વણવાનું, દરજીનું, મોચીનું તથા માળીનું કામ શીખવવાનો બંદોબસ્ત કરી રહ્યા હતા. થોડી અજમાયશ કર્યા બાદ માળીઓને કેળવવાનું બંધ કરવામાં આવ્યું, પણ તેને બદલે ખેતીવાડીનો અભ્યાસ શરૂ કરવામાં આવ્યો. બોરસદની આ હુન્નરશાળા એટલી બધી આબાદ થઈ, કે સને ૧૯૦૪માં સરકારે તેને રજીસ્ટર કરી. તેજ સાલે મરહૂમ હેન્ડરસન સાહેબે કારખાનાનો જે રિપોર્ટ આપ્યો, તે ઉપરથી છોકરાઓને ઉદ્યોગ શીખવવાની તેની ઘણી સફળતા પૂરવાર થાય છે. સાહેબે એવું જણાવ્યું કે છોકરાની સંખ્યા ૩૮ છે, તેઓ નીચે પ્રમાણે જુદાં જુદાં ખાતાંમાં અભ્યાસ કરે છે :—

| | | | | | |
|---|---|---|---|---|---|
| સુથાર | ... | ... | ... | ... | ૧૨ |
| વણનાર તથા રંગનાર | | | ... | ... | ૯ |
| દરજી | ... | ... | ... | ... | ૮ |
| મોચી | ... | ... | ... | ... | ૪ |
| ખેતીવાડી ... | | ... | ... | ... | ૫ |

વળી સાહેબે એમ પણ જણાવ્યું કે તે સાલ દરમિયાન ત્રણ છોકરા સ્વાશ્રયી થયા હતા, એટલે બે છોકરા પ્રાંતિજ જઇને એક ત્યાંના છોકરાઓને દરજીનું કામ અને બીજો સુથારી કામ શીખવતા હતા, અને ત્રીજો રાજકોટ જઇને ત્યાંના આશ્રમના છોકરાઓને શીખવતો હતો. બોરસદનો કૂવો ઊંડો છે, તેનું પાણી દૂર ક્યારડા સુધી પહોંચે, એવું છે. તે કારખાનું હજુ ચાલે છે, પરંતુ સુથારી કામ તથા દરજી કામ, તે બે ખાતાં સિવાય બીજું ખાતું નથી.

હુન્નર શીખનારા છોકરા સિવાય ઘણાખરા બીજા છોકરાઓ આગળ અભ્યાસ કરીને પ્રીપારેટરી સ્કૂલમાં દાખલ થયા. ત્યાંથી પસાર થઇને તેઓમાંના કેટલાએકને ટ્રેનિંગ કૉલેજમાં પ્રવેશ પામીને ૧લા અને ૨જા વર્ષના સર્ટીફિકેટ-વાળા શિક્ષક થયા બાદ મિશનની કે મ્યુનિસિપાલિટીની કે લોકલ બોર્ડની નિશાળોમાં નોકરી મળી. નિશાળોમાં થોડોઘણો અનુભવ મેળવ્યા પછી આ વર્ગના લાયક ઘણા માણસોને ઉપદેશકનું કામ આપવામાં આવ્યું, તેઓમાંના ઘણા આજ સુધી હયાત છે અને ખંતથી તથા ખરા ભાવથી ગામેગામ સુવાર્તાનો પ્રચાર કરતાં કરતાં આખા જનસમાજની ઉત્તમ સેવા બજાવે છે. વળી હાલના જે પાળકો છે, તેઓમાંના પાંચેક અસલ અનાથ છોકરા હતા, તે કેટલી બધી આનંદદાયક વાત છે!

ખેડૂતવર્ગના છોકરાઓ બાકી રહ્યા, તેમનું શું થયું? તેઓમાંના કેટલાએકને જૂનાં પરાંમાં જમીન આપવામાં આવી. બીજાઓ તો સને ૧૯૦૦ની સાલે બોરસદમાં બંધાએલાં ત્રણ નવાં પરાંમાં રહેવા ગયા હશે, અને આગળ જતાં અનાથ છોકરાઓને માટે જે ખાસ પરાં બંધાવવામાં આવ્યાં, જેવાં કે ભંડારકી (૧૯૦૨–૩) અને હિમ્મતપુર (૧૯૦૫), તેમાં બીજા ઘણાઓને આશ્રય મળ્યો.

અને બાળાઓને સારૂ શી વ્યવસ્થા? છોડીઓને કેળવણી આપવાનો ઝનાના મિશન તરફથી કેવો પાકો બંદોબસ્ત કરવામાં આવ્યો, તે સહુ કોઇ જાણે છે. છોડીઓને એવું ઉત્તમ શિક્ષણ આપવામાં આવતું હતું, કે તેઓમાંની ઘણી છોડીઓ ટ્રેન્ડ શિક્ષિકાઓ થઇને આજે મિશનમાં તથા બીજે ઘણે ઠેકાણે ઘણી પ્રશંસનીય સેવા બજાવે છે. આપણી સુવાર્તિકાઓમાંની ઘણી બહેનો અસલ તો અનાથાશ્રમમાં ઊછરેલી હતી.

નદી જેમ આગળ વહેતી જાય, તેમ તે વધતી જતી પણ જાય છે, તેવી જ રીતે આપણું અનાથાશ્રમખાતું શરૂઆતના નાનકડા પાયા પરથી આગળ વધીને મોટા વિશાળ પાયા પર આવી પહોંચ્યું. ઇશ્વરની કૃપાથી છપ્પનિયા જેવો બીજો દુકાળ આપણા પ્રદેશમાં ફરીથી પડયો નથી. જ્યારે સને ૧૯૦૨માં દુકાળ ફરી થવાનો ભય બધે ઝઝૂમી રહ્યો, ત્યારે અનુભવથી કેળવાએલી આપણી મંડળીએ શો ઉપાય કર્યો? આપણો એક જ આધાર છે, એમ જાણીને તેણે તા. ૧૭મી ઑગસ્ટ, રવિવારને રોજ, પ્રાર્થનાનો દિવસ નિરધાર્યો. તે ઠરાવાનુસાર લોકે તે દિવસ જીવતા પ્રભુની હૃદયપૂર્વક પ્રાર્થના કરવામાં કાઢયો. તે અઠવાડિયા દરમિયાન વરસાદ પડયો, અને દુકાળનો ભય જતો રહ્યો.

શરૂઆતથી માંડીને જો ગણીએ, તો આપણા અનાથાશ્રમોમાં દાખલ થએલાં છોકરાછોડીઓની કુલ સંખ્યા ૪,૦૪૦ જેટલી છે. હાલનાં છોકરાંની કુલ સંખ્યા કેવળ ૧૭૨ની છે, તેઓમાંનાં ૯૬ બોરસદના બે અનાથાશ્રમોમાં રહે છે, અને બાકીનાં ૭૬ આણંદ, ખંભાત, પ્રાંતિજ તથા ઝાલોદમાં છે. વળી હાલ જે છોકરાં છે, તેઓ સઘળાં બેચાર સિવાય ખ્રિસ્તી માબાપનાં છે. માટે કેટલાંક વર્ષથી સ્થાનિક મંડળીઓ તે ખાતાના કામમાં રસ લઇને પોતપોતાની શક્તિ પ્રમાણે તેને મદદ કરે છે, તે શોભતું તેમજ વાજબી છે.

મારૂં ઋણ કેટલું બધું છે, તે જેઓ આશ્રમમાં ઊછર્યાં હતાં, તેઓ બીજાઓ કરતાં સારી પેઠે સમજે છે. સને ૧૮૮૪માં ડાહ્યાભાઇ દેવજીભાઇ બોરસદ આશ્રમનો અસલનો છોકરો હતો, તે મેટ્રીકમાં પાસ થએલો પ્રથમ જ અનાથ છોકરો હતો. તે પાસ થઇને અમદાવાદ મિશન હાઇ સ્કૂલમાં આસિસ્ટંટ શિક્ષક નિમાયો. એક મહિના પછી જેવો તેને પગાર મળ્યો, કે તરત તે લઇને તેણે મહે. બીટી સાહેબ પાસે દોડી જઇને તે પગારના પંદરેપંદર રૂપિયા તેઓ સાહેબના હાથમાં મૂકીને કહ્યું, કે "પ્રથમફળ પ્રભુનું છે."

આ તો છપ્પન વર્ષ ઉપરની વાત છે. પ્રભુના નામને ધન્યવાદ હો, કે ડાહ્યાભાઇએ આભારીપણાનો જે આત્મભાવ દેખાડયો, તે હજુ પણ આપણાં અનાથ છોકરાંમાં વખતોવખત દેખાઈ આવે છે. સને ૧૯૩૯ના રિપોર્ટમાં એજ ભાવનો બીજો એક સુંદર દાખલો જાહેર કરવામાં આવ્યો છે. એક અનાથ છોડી જ્યારે ટ્રેન્ડ શિક્ષિકાની પરીક્ષામાં પસાર થઇને નોકરી પર ચઢી, કે તરત તેનો જે નાનો ભાઇ હજુ બોરસદના આશ્રમમાં રહીને અભ્યાસ કરે છે, તેના ભરણપોષણનું ખર્ચ પૂરૂં પાડવાનું તેણે પોતાને શિર લીધું. આ બન્ને સેવકો પોતાના સંકટ સમયે સર્વે જોઇતાં વાનાં કૃપાએ પામ્યાં એટલું જ નહિ, પણ "પામવા કરતાં આપવામાં વધારે ધન્યતા છે," એ પ્રભુ ઇસુના વચનમાં સૂચવેલા ધન્યવાદની તેઓને પ્રાપ્તિ થઇ. આપણે સર્વે પણ મફત પામ્યાં, માટે આપણ સર્વેએ પણ મફત આપવું.

## (૩) ખ્રિસ્તી પરાં

**"તું તારા કોટોને તારણ, ને તારી ભાગળોને સ્તુતિ એવાં નામ આપીશ"**

ખાસીવાડી બંધાવતી વેળા, એટલે સને ૧૮૪૭માં, રેવ. વિલ્યમ કલાર્કસન સાહેબે પોતાના એક પુસ્તકમાં એમ લખ્યું, કે "અન્યધર્મીઓ ખ્રિસ્તી થાય, તે માટે તો નહિ, પણ થએલા ખ્રિસ્તીઓને વસાવવાને માટે અમે પરાં બંધાવવાનો નિશ્ચય કર્યો છે." એમ લખીને સાહેબે ખ્રિસ્તી પરાં વસાવવાનું માત્ર પ્રથમ જ કારણ બતાવ્યું, કેમકે નિરાશ્રિત ખ્રિસ્તીઓને સારૂ બંધાએલું દરેક પરૂં આગળ જતાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરનારૂં સાધન થયા વગર રહે જ નહિ, તે નિર્વિવાદ છે. માટે નિરાશ્રિતોને આશ્રય મળે, ખ્રિસ્તી થનાર ઉમેદવારોને મૂર્તિપૂજાના મૃતજનક પડછાયા તળેથી છોડાવવામાં આવે, અને પછી આબાદ થએલું પરૂં દીવારૂપ સુવાર્તા પ્રકટાવનારૂં સાધન બની જાય, એવાં ખ્રિસ્તીઓને સારૂ અલગ પરાં બંધાવવાના ત્રણ હેતુ છે, એમ કહેવામાં બાધ નથી.

પણ એકાદ બે સિવાય આપણાં પરાં જોઇએ તેવી આબાદીએ હજુ પહોંચ્યાં નથી. તેમની આર્થિક સ્થિતિ એકંદરે નબળી છે, તે સહુ કોઇ જાણે છે. એમ છતાં પણ ફલાણું ફલાણું પરૂં મારે સારૂ ખરેખરૂં આશ્રયનગર થયું, એમ કબૂલ કરનારાં આપણામાંનાં સંખ્યાબંધ માણસો છે. આપણી મંડળીના હાલ જે પાળકો, ઉપદેશકો તથા શિક્ષકો, તેઓ તેમ જ અમદાવાદ અને મુંબઈ જેવાં મોટાં શહેરોમાં અથવા પૂર્વ આફ્રિકા જેવા પરદેશમાં ખ્રિસ્તી મંડળીના તથા સમાજના જે નેતાઓ છે, તેઓમાંના ઘણાખરા આપણાં નાનાં પરાંમાં ઊછરેલા હતા, એ વાતનો વિચાર કરીને આપણે આપણાં પરાંને લીધે ઇશ્વરનો આભાર માનવો જોઇએ.

આપણાં પરાંની આર્થિક સ્થિતિ નબળી છે ખરી, તોપણ "ઉત્તમ ખેતી" તે જૂની કહેવત તદ્દન સાચી છે. દુનિયાના જીવનનો પાયો ખેતીવાડી જ છે. અન્ન વગર કેમ જીવાય? ગામની જ સીમમાં પાકેલા ધાન્ય વગર શહેરો તથા શહેરોમાંની મોટી વિશાળ સંસ્થાઓ કેમ કરીને ચાલે? શાસ્ત્રનું વચન ખરૂં છે, કે "રાજાને પણ ખેતરથી મદદ મળે છે" (સભા. ૫ ; ૯). રાજ્યાસનનો પાયો, એ તો ખેતીવાડી જ છે. હાલ યાંત્રિક યુગ છે ખરો, પણ એવો એક દિવસ આવશે કે જ્યારે ખેતી તથા યંત્રો વચ્ચે સમાધાની થશે, અને ગ્રામ્ય જીવનની ઉત્તમતા સહુના દેખતાં દીપી આવશે.

આત્મિક જીવનનો જો આપણે વિચાર કરીએ, તો તેમાં પણ ગામની શ્રેષ્ઠતા સ્પષ્ટ જણાઇ આવે, એમ છે. "ઇશ્વર ક્યાં છે?" એવો પ્રશ્ન નગરના ખ્રિસ્તી રહીશોનાં મનમાં અનેક વાર ઊભો થયો નહિ હોય શું? જંગી

કારખાનામાં રાતદિવસ ચક્કર ચક્કર ફરતા સંચાઓ શહેરના દેવ સમાન થઇ પડયા છે. શહેરનો આધાર યંત્રો પર રહેલો હોય છે. વળી શહેરોમાં જગતનો આટલો બધો જોશ પ્રવર્તેલો હોય છે, કે તેની સામે ટક્કર ઝીલીને ખ્રિસ્તમય જીવન ગાળવું ઘણી વાર અસંભવિત લાગે છે, અને જો તેમાં દેવભકતોની એકાદ ટોળી ઊભી થાય, તો વિશાળ શહેરની મોટી વસ્તીમાં તે શું પહોંચી વળે ?

આથી ગામની વાત તદ્દન જુદી છે. ગામમાં પણ શેતાન હાજર છે ખરો. એદન વાડીમાં તે પેઠો નહોતો શું? તો પણ "ઈશ્વર કયાં છે," એવો પ્રશ્ન ગ્રામવાસીઓ સ્વપ્ને પણ કદી પૂછે જ નહિ, કેમકે તેઓ સારી પેઠે જાણે છે કે ખેતીવાડીને લગતા દરેક કાર્યનો આધાર માણસોએ યોજી કાઢેલા સંચા પર નહિ, પણ ખુદ ઈશ્વરની નરી દયા પર રહેલો છે. આપણ સર્વેના સઘળા સંજોગો ઈશ્વરના હાથમાં છે, એ વચનની અવગણના બીજા લોક ભલે કરે, પણ ખેડૂતોથી તે કદી વીસરી જવાય નહિ. વળી ગામડાંમાં ધાર્મિક આચરણ ગુપ્ત રાખી શકાય નહિ. નાના પરામાં જો એકલો એક જ દેવભક્ત હોય, તોપણ તેના સાધુજીવનથી આખું પરૂં પાવન કરાય છે. તેવી જ રીતે જો કે ઘણાં ગામડાંની વચમાં વસાએલું ખ્રિસ્તી પરૂં એકલું પડેલું હોય, તો પણ જો તેનું વાતાવરણ ધાર્મિક હોય, તો તેમાંથી નીકળતી સુવાસ ચોતરફ ફેલાઇને ઘણાંને પ્રભુ ખ્રિસ્ત તરફ આકર્ષ્યાં વગર રહે જ નહિ. પહાડ પર વસાએલું નગર સંતાડી શકાતું નથી.

પરાંની આર્થિક સ્થિતિ નબળી છે, પરંતુ ઘણી ખુશીની વાત છે, કે આ ખાતા પર દેખરેખ રાખવાને માટે સને ૧૯૩૨માં કૃષિવિદ્યાની બધી પરીક્ષાઓમાં પસાર થએલા એક મિશનરી સાહેબ નિમાયા, અને જતે દહાડે મહે. વૉટસન સાહેબની કીમતી મદદથી તથા તેઓની સલાહથી પરાંની સ્થિતિમાં સુધારોવધારો થતો જશે, એવી આપણ સર્વેને સંપૂર્ણ ખાતરી છે.

પ્રથમ વસાવેલાં એચાર પરાંની વાત આગળનાં પ્રકરણોમાં આવી ગઈ છે, તે ફરીથી અહીં કહેવાની જરૂર નથી. વળી તેમની વાત પરથી બાકીનાં પરાંની સ્થાપના કેવી રીતે થઈ, તે પણ સમજી શકાય, એમ છે. તેથી તેમનું સવિસ્તર વર્ણન ન કરતાં તેમને વસાવ્યાની માત્ર સાલવાર ટૂંક નોંધ આપવામાં આવે, તો ચાલે.

| સાલ | પરાનું નામ | ઘરો | દેવળ બંધાવ્યાની સાલ | પ્રથમ પાળક | |
|---|---|---|---|---|---|
| ૧૮૪૭ | ખાસીવાડી | ૬૧ (ખેડૂતો ૧૦) | ૧૮૬૦ | રેવ. જેઠાભાઈ બાભાઈ | (૧૯૦૯) |
| ૧૮૬૨ | રાણીપુર | ૧૧૫ | ૧૮૭૬ (૧૮૯૩ ફરી બંધાયું) | રેવ. દાનીએલભાઈ ડાહ્યાભાઈ | (૧૯૩૦) |
| ૧૮૭૧ | વાલેસપુર | ૨૪ | ૧૮૭૫ | રેવ. રામસિંહભાઈ કહાનદાસ | (૧૯૧૩) |
| ૧૮૭૫ | ખડાણા | ૧૬ | ૧૮૭૬ | રેવ. લાજરસભાઈ તેજપાળભાઈ | (૧૮૯૮) |

| સાલ | પરાનું નામ | ઘરો | દેવળ બંધાવ્યાની સાલ | પ્રથમ પાળક |
|---|---|---|---|---|
| | | | (૧૯૦૦ ફરી બંધાયું) | |
| ૧૮૭૭ | બાલેજ | ૧૬ | ૧૮૭૮ | રેવ. નથુભાઈ હરિભાઈ (૧૮૯૮) |
| ૧૮૭૭ | સૈયદપુર બાલેજ તાબે | ૮ | | |
| ૧૮૮૦ | બ્રુકહિલ | ૫૦ | ૧૮૮૦ | રેવ. રામભાઈ કલ્યાણભાઈ (૧૮૮૮) |

બ્રુકહિલ વસાવનાર તો રેવ. વિલ્યમ બ્રાઉન સાહેબ હતા ખરા, પણ ગામ બાંધનાર ભાઇ ભગવાનભાઇ ગોસાંઇ હતા. તેઓ સુથારી કામમાં પ્રવીણ હતા, તેથી ગામ બંધાતી વખતે તેઓ લોકને ઘણી મદદ આપી શક્યા. વળી તેઓ સારા ગાયક તથા હોશિયાર વાજીંત્ર વગાડનાર હતા, જેથી તેઓ ઘણી અસરકારક રીતે સુવાર્તિકનું કામ કરતા હતા. વાલેસપુરમાં તેમની બદલી થઇ, ત્યારે ત્યાંના જુવાનોને તેઓ વાજીંત્ર બનાવવાની તથા વગાડવાની કળા શીખવતા હતા. સુરતથી બ્રુકહિલ બદલી પર આવતાં તેઓએ એક ગીત રચ્યું, તે આજ લગી બ્રુકહિલમાં ગવાય છે. તે નીચે પ્રમાણે છે:—

આવ્યો સુરત શહેર છોડી સગાંની પ્રીતિ મેં તોડી;
બેઠો આગગાડી દોડી આવ્યો બોરસદ જોવાને.
બોરસદ રહ્યો દહાડા બેચાર મને ખાવા ન મળી જાર;
કાઢ્યો નાડ તળાવની પાર દીઠા બાવળ હારોહાર.
આવ્યો ચરો જોવાને.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૮૮૦ | કેરીપુર | ૭૫ | ૧૮૯૦ | રેવ. થોમાભાઈ પાથાભાઇ (૧૮૯૮) |
| ૧૮૮૧ | બ્રાઉનપુર | ૨૦ | ૧૮૯૮ ભાલેજ તાબે | |
| ૧૮૮૧ | આશીપુર | ૧૬ | ,, ,, | |
| ૧૮૯૪ | મંટગમરીપુર | ૧૬ | ૧૯૦૦ (૧૯૩૦ ફરી બંધાયું) | રેવ. શમૂએલભાઈ ડાહ્યાભાઇ (૧૯૦૮) |
| ૧૯૦૦ | હરિપુર | ૧૬ | મંટગમરીપુરને તાબે | |
| ૧૯૦૦ | ગિલેસ્પીપુર | ૨૦ | બ્રુકહિલ તાબે | |
| ૧૯૦૦ | કૅથલીનપુર | ૨૦ | ૧૮૯૭ (પોરડામાં) | રેવ. જેરામભાઈ જીવાભાઇ |
| ૧૯૦૦ | ટેલરપુર | ૮ | ખઢાણા તાબે. | |
| ૧૯૦૨ | ભંડારકી | | બંધ કર્યું ૧૯૨૬ | |
| ૧૯૦૩ | બાર્કલીપુર | ૨૦ | ભાલેજ તાબે | |
| ૧૯૦૬ | અરેઠ | ૨ | સુરત તાબે | |
| ૧૯૦૬ | ડીકવાડ | ૭ | સુરત તાબે | |
| ૧૯૦૬ | રૂસવાડ | ૫ | ૧૯૨૨ (સુરત તાબે) | |
| ૧૯૦૭ | સાંડસપુર | ૧૬ | ૧૯૩૨ બોરસદ તાબે | |
| ૧૯૦૮ | ક્લોપ્શપુર | ૪૬ | ૧૯૨૬ ,, ,, | |

ચરોતરમાં ચાર જુદે સ્થળે પરાંમાં, એટલે બોરસદ, બ્રુકહિલ, આણંદ અને કેરીપુરમાં, સહકારી બેંકો કેટલાંક વર્ષથી ચાલે છે. તે ઉપરાંત વાલેસપુર અને ઝાલોદમાં પણ એવાં મંડળ છે. સહુથી આબાદ તો કેરીપુરની બેંક છે, તેના જેવી આખા જિલ્લામાં બીજી બેંક નથી. તેઓ સહકારી સંસ્થાઓ છે, અને નિયમિત રીતે જો તેમનો વહીવટ કરવામાં આવે, તો તેઓ ખરેખરી સહાયકારી પણ થઇ શકે. તેથી જેમ આપણા લોકને તે ચલાવવાનો અનુભવ થતો જાય છે, તેમ આ સંસ્થાઓ ખેડૂતવર્ગને સારૂ, કેવળ એમ નહિ પણ આપણા સમાજના સર્વ લોકને સારૂ વધતી લાભદાયી થતી જશે, એવી આશા છે.

આપણી મંડળી આપણાં પરાંની ખરી આભારી છે. પરાંના લોક તરફથી મંડળીની બધી પ્રવૃત્તિઓને કેટલો બધો ટેકો મળે છે! વિશેષે કરીને ચરોતર પ્રદેશમાં છૂટાંછવાયાં જે સોળ પરાં છે, તેમનામાં અન્યધર્મીઓ પર અસર કરનારૂં કેટલું બધું પરાક્રમ રહેલું છે! સુવાર્તાપ્રચારક અઠવાડિયા દરમિયાન જે સંતોષકારક કામ ચાલે છે, તેનો ઘણોખરો આધાર પણ આપણાં પરાંના લોક પર રહેલો છે. તે અઠવાડિયામાં કેટલાંક પરાંના તમામ લોક પ્રભુની સુવાર્તા જાહેર કરવા નીકળે છે. તાપ તથા થાક નહિ ગણકારતાં સ્ત્રીપુરુષો તથા છોકરાં પણ સવારે બહાર નીકળતાં અને મોડી રાતે પાછાં આવતાં જે કોઇએ જોયાં હોય, તેનાથી તેનું દશ્ય કદી ભૂલી નહિ જવાય. તે સોનેરી અઠવાડિયામાં સુવાર્તા પ્રત્યે આપણામાં જે ભાવ દેખાઇ આવે છે, તે જો બારે માસ આપણી સર્વ રહેણીકરણીમાં જણાય, તો જરૂર આપણાં છૂટાંછવાયાં પરાંમાંનું દરેક દીવારૂપ બની જાય, અને જગતમાં જીવનનું વચન પ્રગટ કરીને જ્યોતિ જેવું દેખાય. એવો દિવસ પ્રભુ વહેલો લાવે!

## (૪) ઇશ્વરવિદ્યાશાળા

"તારૂં વચન સત્ય છે"

સુશિક્ષિત પાળકવર્ગ, તે વડીલશાસિત (પ્રેસ્બિટેરિયન) મંડળીનું એક વિશેષ લક્ષણ છે. તે મંડળી જ્યાં કહીં સ્થપાય, ત્યાં ઇશ્વિરવિદ્યાશાળાઓ ખોલીને તે પોતાના પાળકોને તેમના હોદ્દાને યોગ્ય કેળવણી આપવા ઈંતેજાર જણાય છે. માટે શરૂઆતથી જ આપણા મિશનરી સાહેબો લાયક ને પરખાએલા કામદારોને ખાસ તાલીમ આપવાની ઇચ્છા રાખે, તેમાં નવાઈ જેવું કંઈ નથી.

તે સંબંધી સને ૧૮૬૦માં ડૉ. ગ્લાસ્ગો સાહેબે પોતાના સાથીકામદારોની આગળ એવી સૂચના રજૂ કરી, કે "જે ઋતુમાં આપણા કામદારો ઉપદેશ કરતાં તથા પુસ્તકો વેચતાં બહારગામ પર્યટન કરી ન શકે, તે વખતે જો

તેઓમાંના વધારેમાં વધારે ચારને સુરત બોલાવીને હું પોતે તથા મંટગમરી સાહેબ તેઓને શાસ્ત્રશિક્ષણ આપીએ, તો સારૂં. પછી જો યોગ્ય લાગે, તો વડીલસભા તેઓની દીક્ષા કરે." સાહેબે કરેલી સૂચના બીજા બધા સાહેબોએ ઘણી ખુશીથી વધાવી લીધી, તો પણ કેટલાંક કારણસર તેનો અમલ કરતાં દસ વર્ષ વહી ગયાં.

આખરે સને ૧૮૭૦માં ઇશ્વરવિદ્યાનો પ્રથમ જ વર્ગ અમદાવાદમાં કાઢવામાં આવ્યો. ઑગસ્ટ માસથી નવેંબર માસ સુધી તે ચાલુ રહ્યો. તેને ચલાવવા માટે રેવ. જેમ્સ વાલેસ સાહેબને સુરતથી બોલાવવામાં આવ્યા. તેને પહેલે વર્ષે નવ વિદ્યાર્થીઓ દાખલ થયા, તેમાંના ત્રણ અનાથાશ્રમખાતાના છોકરાઓ હતા. શિક્ષણ આપવામાં વાલેસ સાહેબ ઘણા નિષ્ણાત હતા, તેથી જ્યારે સને ૧૮૭૧માં રજા પર ગયા પછી સ્વદેશમાં તેઓનું મરણ થયું, ત્યારે આપણી મંડળીને ભારે ખોટ લાગી.

પરંતુ અમદાવાદના બે મિશનરી સાહેબોએ, એટલે મેકમૉર્ડી સાહેબ તથા રૉબર્ટ ગિલેસ્પી સાહેબે, શરૂ કરેલો વર્ગ બંધ થવા ન દીધો. બીજે વર્ષે (૧૮૭૧) તેમાં બધા મળીને બાર વિદ્યાર્થી હતા. તેમાંના ત્રણ અનાથ હતા, બેને બેલ્ફાસ્ટ શહેરની એક મંડળી તરફથી પાળવામાં આવતા હતા, બીજા ચારનું ખાધાખરચ તેમનાં માબાપ તરફથી પૂરૂં પાડવામાં આવતું હતું, અને બાકીના ત્રણ કરારનામાં લખી આપીને ભણતા હતા.

તેની ત્રીજી (૧૮૭૨) સાલે આ વર્ગનું પ્રથમફળ દેખાયું. બે વિદ્યાર્થીઓ પસાર થયા, તેઓને ધોધા મોકલવામાં આવ્યા. એક જે માંદો પડ્યો, તેને અમદાવાદ પાછા આવવું પડયું, પણ બીજો વિદ્યાર્થી ત્યાંની પ્રાથમિક નિશાળનો મહેતાજી થયો. ચોથી સાલે (૧૮૭૩) બીજા બે પસાર થઇને કામ પર ચઢ્યા. પાસ થએલા ચારે કામદારો મોટે ભાગે નિશાળોમાં શિક્ષકો તરીકે કામ કરતા હતા, પરંતુ જ્યારે જ્યારે તેઓ નવરા પડતા, ત્યારે ત્યારે ઉપદેશ કરવા માટે તેઓ પોતપોતાના સાહેબની સાથે મુસાફરીએ નીકળતા. પાંચમી સાલે (૧૮૭૪) બીજા જે બે વિદ્યાર્થીઓ પસાર થયા, તેઓ બેઉ અનાથ છોકરા હતા. સાતમી સાલે (૧૮૭૬) એક વિદ્યાર્થી પ્રાથમિક નિશાળમાં શાસ્ત્રશિક્ષક નિમાયો, પણ બીજા બે આ વર્ગનો અભ્યાસ છોડીને હાઇ સ્કૂલમાં દાખલ થયા. વળી કોઇ નવો વિદ્યાર્થી દાખલ ન થયાને કારણે તેની આઠમી સાલે (૧૮૭૭) ઇશ્વરવિદ્યાનો આ ખાસ વર્ગ બંધ કરીને વડીલસભાએ બીજી સાલે (૧૮૭૮) નવા ધોરણ પ્રમાણે તેનું ઉદ્‌ઘાટન કરવાનો ઠરાવ કર્યો.

ઉપલા ઠરાવ પ્રમાણે સને ૧૮૭૮માં ત્રણ વર્ષના અભ્યાસક્રમના ધોરણાનુસાર ઇશ્વરવિદ્યાનો એક નવો વર્ગ ખોલવામાં આવ્યો. ચોમાસા દરમિયાન,

એટલે જુલાઇ માસથી ઑક્ટોબર માસ સુધી, તે ચાલુ રહ્યો. તેમાં તેર કામદારોને દાખલ કરવામાં આવ્યા. તેમના શિક્ષકો રેવ. વિલ્યમ મકર્મૉર્ડી સાહેબ તથા રેવ. જોન શિલેડી સાહેબ હતા. બીજી સાલે (૧૮૭૯) રેવ. વિલ્યમ બીટી સાહેબે વર્ગનો અહેવાલ વડીલસભાની આગળ રજૂ કરીને એવું જણાવ્યું, કે મુખ્ય ત્રણ વિષય રેવ. જોસફ ટેલર સાહેબ બપોરના વખતમાં ચલાવતા હતા. બાકીના બે વિષય બીટી સાહેબે પંડે રાત્રે સાતથી નવ વાગ્યા સુધી ચલાવ્યા હતા. અભ્યાસ કરનાર કામદારોનાં નામ નીચે પ્રમાણે છે :—

| | |
|---|---|
| નથુભાઇ હરિભાઇ | રણછોડભાઇ ઉકાભાઇ |
| પીતરભાઇ ભૂધરભાઇ | માધવભાઇ ફરસાજી |
| યોહાનભાઇ ગંગારામભાઇ | ભીખાભાઇ ઇશ્વરદાસ |
| ગોપાળભાઇ મૂળજીભાઇ | સીમઓનભાઇ સીધીભાઇ |
| દાઊદભાઇ નાથાભાઇ | ધનાભાઇ વિરાભાઇ |

રામભાઇ જ્યારે નવરા હોય ત્યારે તેઓ પણ વર્ગમાં હાજરી આપતા હતા. ઉપરની ટીપમાં જે ત્રણ અભ્યાસકોનાં નામ પ્રથમ આવેલાં છે, તેઓના કામની સાહેબે આપેલા ક્રમ પ્રમાણે કદર કરી હતી.

આ વર્ગ ત્રણ વર્ષ લગી ચાલે, એવો વડીલસભાનો ઠરાવ હતો, પણ બે વર્ષ પૂરાં કર્યાં બાદ મિશનેરીઓની અછતને લીધે તે બંધ કરવો પડયો, અને જો કે કેટલાક સાહેબો સ્થાનિક વર્ગ ચલાવતા હતા, તોપણ જ્યાં સુધી સને ૧૮૮૯માં અમદાવાદમાં રેવ. રોબર્ટ ગિલેસ્પી સાહેબે તથા રેવ. જ્યોર્જ પી. ટેલર સાહેબે રીતસરનો એક નવો વર્ગ કાઢયો નહોતો, ત્યાં સુધી ઉપદેશકોને ધાર્મિક કેળવણી આપવાનું અવ્યવસ્થિત રહ્યું. પરંતુ સાહેબોએ પોતાના દેશી સાથી કામદારોને ઘટતી કેળવણી આપવાની જે મહેનત લીધી હતી, તે નિષ્ફળ ગઇ નહિ. તેઓએ કરેલા શ્રમનું ફળ પામવાની ઘડી આવી પહોંચી હતી.

સને ૧૮૮૬માં માતુશ્રી મંડળીના પરદેશી મિશનખાતાના પ્રમુખ ડૉ. ફ્લેમિંગ સ્ટીવન્સન સાહેબ મરણ પામ્યા. તેઓ સાહેબના સ્મરણાર્થે મંડળીની મહાસભાએ પાળક થવા લાયક કામદારોને યથાયોગ્ય કેળવણી આપી શકાય, એવી ઇશ્વરવિદ્યાશાળા ગુજરાતમાં સ્થાપવાનો ઠરાવ કરીને એક સ્મારક ફંડ કાઢયું. આ ઠરાવના સુસમાચાર વડીલસભાને જ્યારે મળ્યા, ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહિ.

સને ૧૮૮૦માં મિશનરીઓની અછતને લીધે ઇશ્વરવિદ્યાનો વર્ગ બીજી વાર બંધ રાખવો પડયો, તે આપણે જોઇ ગયા. પણ ઇશ્વરકૃપાએ ત્યાર પછીના દસકા દરમિયાન બધા મળીને છ નવા મિશનરી સાહેબો આવી પહોંચ્યા, જેથી આગળ થએલી અછત પૂરી પાડવામાં આવી, અને મિશનરી કામદારોની જોઇએ

તેટલી ભરતી થઇ. તેને પરિણામે સને ૧૮૯૦માં ઉપદેશકોને કેળવણી આપવાની આવશ્યકતા જાણીને વડીલસભાએ અત્યંત હર્ષસહિત તે મહાભારત કામ ચલાવવા માટે રેવ. જ્યૉર્જ પી. ટેલર સાહેબને જુદા પાડયા. જેવો પ્રસંગ, તેવો સેવક! ઇશ્વરની કેટલી બધી મહેરબાની, કે ઇશ્વરવિદ્યાશાળાનો પાયો નાખવાની જ્યારે ઘડી આવી, ત્યારે તે કામ સાધવાને સારૂ ટેલર સાહેબના જેવા "કુશળ મિસ્ત્રી"ને ઇશ્વરે ઊભા કર્યા! જાતે વિદ્વાન, જાતે અભ્યાસી, જાતે ઇશ્વરના ભંડારમાંથી નવીજૂની વસ્તુઓ કાઢનાર, જાતે ખ્રિસ્તના જેવી સહનશીલતાથી ભરપૂર, તેઓના જેવો બીજો આદર્શ શિક્ષક કોણ, કે જે વિદ્યાર્થીઓને અભ્યાસ કરતાં શીખવે, અને ઇશ્વરવિદ્યાના માર્ગમાં થઇને તેઓને ઇસુ ખ્રિસ્તની કૃપામાં તથા જ્ઞાનમાં આગળ ને આગળ દોરી લઇ જાય? તેઓનું બાળકના જેવું મન હતું, તોપણ તેમનું પાંડિત્ય જગજાહેર હતું. તેઓ સાહેબનો અમદાવાદના પૂરાણાં મુસ્લીમ રાજ્યના સિક્કા સંઘરવાનો જે શોખ હતો, તેમાં પણ તેઓ એટલા બધા પંકાતા થઇ ગયા, કે તે બાબત સંબંધી દૂર દેશના નામાંકિત પંડિતો તેઓ સાહેબની સાથે પત્રવ્યવહાર ચલાવતા, અને પ્રસંગ મળે, તો સાહેબે કરેલો સિક્કાનો સંગ્રહ તેઓ જોવા પણ આવતા. વિદ્યાભ્યાસ કરવામાં તેઓ આટલા બધા તલ્લીન હોવા છતાં તેઓના હાથમાં સોંપાએલા વિદ્યાર્થીઓનું સર્વકાળનું કલ્યાણ કરવાના તથા જેઓને શરમાવાનું કંઇ કારણ નહિ હોય એવા કુશળ કારીગરો બનાવવાના કામને અગ્રસ્થાન આપીને તે સિદ્ધ કરવામાં તેઓ પોતાનું સર્વસ્વ ખરચી નાખતા હતા.

સને ૧૮૯૧માં ટેલર સાહેબ રજા પર ગયા, ત્યાંથી પાછા આવ્યા બાદ ૧૮૯૨ના જુલાઇ માસમાં સ્ટીવન્સન મેમોરિયલ ડિવિનિટી કૉલેજનો પ્રથમ વર્ગ કાઢવામાં આવ્યો. વર્ગ ચાર વર્ષ ચાલુ રહે, એવો વડીલસભાનો ઠરાવ હતો. તેનો અભ્યાસક્રમ શિનેડી સાહેબે ઘડી કાઢયો હતો. પ્રથમ વર્ગમાં અગિયાર વિદ્યાર્થીઓ હતા, તેઓનાં નામ નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| વિલ્યમભાઈ ગંગારામ | મૂળજીભાઇ દેવજીભાઇ |
| જીભાઇ પુરુષોત્તમભાઈ | અયૂબભાઇ પૂંજાભાઇ |
| જેઠાભાઇ બાભાઇ | મુસાભાઇ નાથાભાઇ |
| શામૂએલભાઇ ડાહ્યાભાઇ | ઇસુદાસભાઇ હરખાજી |
| કહાનજીભાઇ પ્રેમાભાઇ | જેઠાભાઇ કેશવલાલભાઈ |

જીવાભાઇ ઉકાભાઇ

(પહેલા વર્ષ દરમિયાન છેલ્લા બે ભાઇઓએ અભ્યાસ છોડી દીધો). ખુશીની વાત છે કે માતુશ્રી મંડળીની ઇશ્વરવિદ્યાશાળાનું જે મિશનરી એસોસીએશન છે, તેના સભ્યો તરફથી આપણી મંડળીની વિદ્યાશાળામાં

ભણુતા વિદ્યાર્થીઓને તથા તેના પુસ્તકાલયને જોઇતાં પુસ્તકોનું ખરચ પૂરું પાડવા સારૂ રૂ. ૮૦૦ની રકમ મળી.

બીજી સાલે (૧૮૯૩) વડીલસભાની ખાસ પરવાનગીથી કુંવરજીભાઈ માનસિંહભાઇ તથા સુંદરભાઈ કહાનદાસને દાખલ કરવામાં આવ્યા.

ત્રીજી સાલે (૧૮૯૪) ૧લા વર્ષનો બીજો વર્ગ ખોલવામાં આવ્યો, તેમાં જે ચાર કામદારો દાખલ થયા, તેઓ નીચે પ્રમાણે હતા:—

| | |
|---|---|
| કહાનજીભાઇ માધવજી | દીપસિંહભાઇ શામભાઇ |
| હિરજીભાઈ જીવણસિંહ | લલ્લુભાઇ જાલમભાઇ |

તેજ સાલે બેલ્ફાસ્ટમાંના આપણી મંડળીના એક સન્મિત્રની સખાવતથી વિદ્યાર્થીઓને રહેવાને સારૂ સરસ સગવડવાળી કોટડીઓ રાયખડમાં બંધાવવામાં આવી. જો કે હાલના વિદ્યાર્થીઓ નદી પાર રહે છે, તોપણ આજ દિન સુધી તે કોટડીઓ ટેલર સાહેબની કોટડીઓ ("ટેલર્સ રૂમ્સ") નામથી ઓળખાય છે. વળી તેજ સાલે અંગ્રેજી શીખવવાનો જે વર્ગ વિદ્યાશાળાની શરૂઆતથી ચાલતો હતો, તે બંધ કરવામાં આવ્યો.

સને ૧૮૯૫માં ચાર વર્ષનો અભ્યાસક્રમ પૂરો કરીને નીચેના વિદ્યાર્થીઓ સર્ટિફીકેટ મેળવીને પસાર થયા:—

| | ટકા |
|---|---|
| શામૂએલભાઇ ડાહ્યાભાઇ | ૮૪.૯ |
| વિલ્યમભાઇ ગંગારામભાઇ | ૮૪.૬ |
| જીભાઇ પુરુષોત્તમભાઇ | ૭૯.૫ |
| કહાનજીભાઇ પ્રેમાભાઇ | ૬૧.૩ |
| કુંવરજીભાઇ માનસિંહભાઇ | ૫૮.૪ |
| અયૂબભાઈ પુંજાભાઇ | ૫૬.૬ |

સ્ટીવન્સન કૉલેજના પ્રથમ જ વર્ગનું કામ આવી સંતોષકારક રીતે પૂરૂં કરવામાં આવેલું જોઈ, તેના માનમાં માતુશ્રી મંડળી તરફથી ટેલર સાહેબને "ડી. ડી."ની ઉપાધિ એનાયત કરવામાં આવી.

અત્યાર સુધી મેમોરીઅલ કૉલેજનું માત્ર નામ જ હતું. તેનું પોતાનું કંઇ મકાન નહોતું. મિશન હાઈ સ્કૂલના પ્રિન્સીપાલ સાહેબની મહેરબાનીથી વિદ્યાશાળાના ઉપયોગને માટે તે નિશાળનો એક ખંડ જુદો રાખવામાં આવ્યો હતો. સ્મારકફન્ડ સ્થાપ્યાને સાતેક વર્ષ થયાં હતાં ખરાં, પરંતુ પાઠશાળાને લાયક ઇમારત બંધાવવાને જોઇતાં નાણું ન હતાં, વળી મકાન બાંધવાની જમીન પણ હજુ મળી નહોતી; પણ ડૉ. ટેલર સાહેબ જરાપણ ડગ્યા નહિ. અપાર ધીરજ રાખતાં તેમજ તનતોડ મહેનત કરતાં તેઓ ધીરે ધીરે

પોતાનું ધારેલું કામ સાધતા ગયા. સને ૧૯૦૩માં નદી પારના ધુળિયા-કોટમાં જોઇએ તેવો જ જમીનનો મોટો ટૂકડો સરકાર તરફથી ૯૯ વર્ષને પટે રાખવામાં આવ્યો, અને સને ૧૯૧૦માં જોઇતા પૈસા ભેગા થયાને લીધે સાહેબે શાળાનો પાયો નાખવાનો નિશ્ચય કર્યો. કેવી સુંદર ઇમારત બંધાવવામાં આવી, તે આપણે સહુ જાણીએ છીએ. આવું ભવ્ય મકાન આપોઆપ કદી નહિ થાય. "દરેક ઘરનો કોઇ પણ બાંધનાર તો હોય જ," એવું શાસ્ત્રનું વચન સાચું છે (હેબ્રી. ૩ ; ૪). આપણી પ્રિય પાઠશાળા બંધાવવામાં તથા તેને શોભાવવામાં જે ત્રણ ભાઇઓએ વિશેષ ભાગ લીધો તથા વિશેષ શ્રમ ઉઠાવ્યો, તેઓનાં નામ અહીં નોંધવાં આપણને ઘટે છે, એટલે ઇમારત તથા તેના દરેક ભાગની નકશીઓ કાઢવામાં મરહૂમ સિંકલર સ્ટીવન્સન સાહેબ, અને બાંધકામ ઉપર દેખરેખ રાખવામાં મરહૂમ રેવ. વિશ્વાસભાઇ સુલેમાનભાઇ તથા રેવ. સામ ગિલેસ્પી સાહેબ.

સને ૧૯૧૩ના ફેબ્રુઆરીની ૧૨મી તારીખે પાઠશાળાની પ્રતિષ્ઠાક્રિયા કરવામાં આવી. ગુજરાત તથા કાઠિયાવાડની વડીલસભાના તે સાલના પ્રમુખ રેવ. શોભાભાઇ પાથાભાઇએ હાજર થઇને તેમાં ભાગ લીધો હતો. ઉદ્‌ઘાટનક્રિયા પ્રેસ્બિટેરિયન ચર્ચ ઑફ ઇન્ડિયાના પ્રમુખ રેવ. ડૉ. મકિકન સાહેબને શુભ હસ્તે કરવામાં આવી હતી. તેઓને માનવંત કાઉન્સિલના પ્રમુખ મરહૂમ રેવ. રૉબર્ટ હેન્ડરસન સાહેબ તરફથી મુખ્ય દ્વાર ઉઘાડવાને ચાંદીની કૂંચી આપવામાં આવી. દરવાજો ઊઘડ્યો, ત્યારે ફ્લેમિંગ સ્ટીવન્સન મેમોરીઅલ કૉલેજની પવિત્ર ભૂમિ પર ડૉ. મકિકન સાહેબની સંઘાતે જેઓએ પહેલવહેલાં પગ મૂકયા, તેઓ તો ડૉ. સ્ટીવન્સન સાહેબના પુત્ર રેવ. જે. સિંકલર સ્ટીવન્સન સાહેબ તથા તેમનાં વહાલાં પુત્રી ડૉ. ગેવિન મડમ સાહેબ. કેવું યાદગાર દૃશ્ય !

પાઠશાળા તથા તેની આગળ રહેવાની જે ચોવીસ કોટડીઓ છે, તે સર્વ બાંધવાનું રૂ. ૫૧,૩૧૭–૭–૪ જે ખરચ થયું, તેમાંનું ઉદ્‌ઘાટનક્રિયાના મહોત્સવે એક પાઇ જેટલું પણ દેવું ચૂકવવાનું બાકી નહોતું. ડૉ. ટેલર સાહેબને પોતાની ધીરજનો પૂરેપૂરો બદલો મળ્યો !

આ વિદ્યાશાળા બંધાવવા વિષે એક જાણવા જેવી વાત એ છે, કે રેવ. ટૉમસ મેકાનલીસ સાહેબ સને ૧૮૮૯માં મરણ પામ્યા હતા, પણ તે પહેલાં કેળવાએલા ઉપદેશકોની કેટલી બધી અગત્ય છે, તે સમજીને દીર્ઘદૃષ્ટિથી આ વાતનો વિચાર કરીને ઇશ્વરવિદ્યાશાળા બંધાવવા માટે તેઓ જુવાન સાહેબે રૂ. ૧,૦૦૦નું અર્પણ કર્યું હતું. "મારો સમય જોઇને ઇબ્રાહીમને આનંદ થયો."

કૉલેજની વધારે હકીકત લખવાની જરૂર નથી. નવું મકાન બંધાયું તે પહેલાં, એટલે સને ૧૯૦૯માં, યાકૂબભાઇ ગોપાળભાઇ મદદનીશ શિક્ષક તરીકે

નીમાયા હતા. યાકૂબભાઇ તો ખરેખરા સુવાર્તિક હતા. જાણે કે અન્યધર્મીઓની આગળ તેઓ સુવાર્તા પ્રગટ કરે તે માટે ઈશ્વરે તેમને તેમના જન્મના દિવસથી જુદા કર્યા હોય, એમ હતું. યાકૂબભાઇ સંબંધી પ્રથમ જે વાત જૂની વડીલ-સભાની આગળ જાહેર કરવામાં આવી તે લાક્ષણિક ગણાય, એવી છે. તે એ છે કે મેટ્રિકની પરીક્ષામાં પાસ થયા પછી (૧૮૯૩) યાકૂબભાઇને સુરત મિશન હાઇ સ્કૂલમાં શિક્ષકનું કામ આપવામાં આવ્યું. પરંતુ સને ૧૮૯૭માં મહે. શિલેડી સાહેબની પાસે આવીને મને ઉપદેશકનું કામ આપવામાં આવે, એવી તેઓએ અરજ કરી.

સાહેબ :—" યાકૂબભાઇ, હું તો તમને ઉપદેશકનું કામ આપવા ખુશી છું. પરંતુ હાલ તમને રૂ. ૧૭નો પગાર મળે છે, અને જો હાઇ સ્કૂલની નોકરી છોડીને તમે ઉપદેશક થાઓ, તો વડીલસભાના નિયમ પ્રમાણે તમને રૂ. ૧૦ના પગારથી વધારે આપવાની મને સત્તા નથી."

યાકૂબભાઇ :—" ફિકર નહિ, સાહેબ. સાત રૂપિયા ભલે જાય. ઇશ્વર-વિદ્યાશાળામાં દાખલ થવાની અભિલાષાએ હું તે ખોટ ભોગવવા ખુશી છું." કેવી આસ્થા !

બીજી સાલે (૧૮૯૮) યાકૂબભાઇ પોતાની ઉમેદ પ્રમાણે સ્ટીવન્સન કૉલેજમાં દાખલ થવા પામ્યા. પહેલાં ત્રણ વર્ષની પરીક્ષામાં તેઓ પ્રથમ નીકળ્યા, પણ છેલ્લા વર્ષની પરીક્ષામાં રામસિંગભાઇ કહાનદાસ સહેજ તફાવતથી આગળ નીકળ્યા.

"સુવાર્તા પ્રગટ કરવામાં મેં એવો નિયમ રાખ્યો છે, કે જ્યાં ખ્રિસ્તનું નામ જણાવવામાં આવ્યું છે ત્યાં મારે બોધ નહિ કરવો, રખેને હું બીજાના પાયા પર બાંધનાર થાઉં," એવો પ્રેરિત પાઊલનો ધર્મપ્રચારનો જે નિયમ હતો, તેનું અનુકરણ યાકૂબભાઇએ કર્યું હોય એમ લાગે છે, કેમકે અભ્યાસ પૂરો કર્યા પછી ગુજરાત મૂકીને તેઓ ચાર વર્ષ સુધી (૧૯૦૪–૦૭) કચ્છના રાની પ્રદેશમાં એકલા રહીને સુવાર્તા પ્રગટ કરતા હતા. પણ સને ૧૯૦૯માં માનવંત મિશન કાઉન્સિલે તેઓને સ્ટીવન્સન કૉલેજમાં મદદનીશ શિક્ષક થવાનું આમંત્રણ આપ્યું, તે સ્વીકારીને સને ૧૯૨૬ સુધી તેઓએ જુદા જુદા વર્ગોના વિદ્યાર્થીઓને ધર્મશિક્ષણ આપતાં મંડળીની ઉત્તમોત્તમ સેવા બજાવી. યાકૂબભાઇ તો ઈશ્વરના રાજ્યના એક મહાન શાસ્ત્રી હતા. બાઇબલ તથા તેમાં સમાએલો કૃપાનો સંદેશો તેઓને સારૂ અન્નરૂપ હતાં, કે જે તેઓ પોતે ખાઇને જીવતા અને આનંદસહિત બીજાઓને પણ પીરસી આપતા. તેઓના હાથમાં તે તરવારરૂપ હતું, કે જે વડે તેઓ નિશ્ચિંત થએલાંનાં મન વીંધી નાખતા. તેઓને સારૂ ઈશ્વરનું સતશાસ્ત્ર ભંડાર સમાન હતું, કે જેમાંથી પ્રભુના સેવકોની સંસ્થાપનાને

અર્થે તેઓ અનેક ગુહ્ય દિલાસામય, ઉત્તેજનદાયક અને માર્ગદર્શક વચનો શોધી કાઢતા. યાકૂબભાઈ ખરેખર ઈશ્વરથી પ્રેરાએલા બોધક હતા.

સને ૧૯૨૦માં તેંતાળીસ વર્ષની સેવા કર્યા પછી ડૉ. ટેલર સાહેબ પ્રભુમાં ઊંઘી ગયા. તેઓ સાહેબને બદલે રેવ. આર. એચ. બોયડ સાહેબ પ્રિન્સીપલ નિમાયા, પરંતુ તે સમયે તેઓ સાહેબ રજા પર ગએલા હોવાથી રેવ. જી. વિલ્સન સાહેબ છ માસ સુધી કામ ચાલુ રાખે, એવી કામચલાઉ ગોઠવણ કરવામાં આવી.

સને ૧૯૨૨માં મિશનખાતાના પ્રમુખ નિમાયાને લીધે મહે. બોયડ સાહેબને રાજીનામું આપવું પડયું, જેથી એક વર્ષ સુધી પાઠશાળા બંધ રાખવામાં આવી. સને ૧૯૨૩માં માનવંત કાઉન્સિલે કૉલેજના પ્રિન્સીપાલ તરીકે રેવ. સિંક્લર સ્ટીવન્સન સાહેબની નિમણૂક કરી, પરંતુ કામ પર ચઢયા પહેલાં તેઓનાં મડમ સાહેબ ઘણાં માંદાં પડયાને લીધે તેઓ સાહેબને તેનાથી છૂટા થવાની માગણી કરવી પડી.

ત્યાર પછી સને ૧૯૨૪ની શરૂઆતે ખાલી પડેલી જગાએ રેવ. જી. વિલ્સન સાહેબને નીમવામાં આવ્યા, તેઓ સાહેબે બાર વર્ષની સેવા કર્યા બાદ સને ૧૯૩૬માં તે કામ છોડી દીધું. રેવ. વિલ્સન સાહેબના સમય દરમિયાન મેટ્રીકમાં તથા સ્ટીવન્સન કૉલેજમાં અંગ્રેજી ધોરણના અભ્યાસક્રમ પ્રમાણે પસાર થએલા હેન્રીભાઈ વિલ્યમભાઈએ મદદનીશ શિક્ષક તરીકે સાત વર્ષની સારી સેવા કરી.

સને ૧૯૩૭માં રેવ. જે. એમ. લાઈલ સાહેબને પ્રિન્સીપાલ તરીકે અને રેવ. ખોડાભાઈ જેઠાભાઈને મદદનીશ શિક્ષક તરીકે નીમવામાં આવ્યા, તેઓ હાલ (૧૯૩૯) કૉલેજનું તંત્ર ઘણી સંતોષકારક રીતે ચલાવે છે.

સને ૧૯૩૭ સુધી ઈશ્વરવિદ્યાશાળાની સંસ્થાનો સર્વ વહીવટ માનવંત કાઉન્સિલના અખત્યારમાં હતો, પણ તે સાલે કૉલેજના ધારાધોરણમાં એવો ફેરફાર કરવામાં આવ્યો કે જેથી કૉલેજના સર્વ કામકાજ પર દેખરેખ રાખવામાં વડીલસભાને તેમજ જંગલ ટ્રાઇબ્સ મિશનને આઈ. પી. મિશન કાઉન્સિલની સાથે સરખો હિસ્સો આપવામાં આવ્યો. જતે દહાડે આપણી મંડળી આ ઈશ્વરવિદ્યાશાળા સંબંધી વધતી જતી જવાબદારી પોતાને શિર ચઢાવતી જશે, એવી આપણ સહુની આશા છે.

અત્યાર સુધી સ્ટીવન્સન કૉલેજમાં અભ્યાસ કરીને તેમાંથી ૧૩૩ વિદ્યાર્થીઓ પસાર થયા છે, અને હાલ અભ્યાસ કરનાર ૧૯ વિદ્યાર્થીઓ છે. આપણી મંડળીના લગભગ સર્વ પાળકો, માનવંત કાઉન્સિલના ઘણાખરા ઉપદેશકો તથા તેના ઘણા શિક્ષકો પણ અમદાવાદની ઈશ્વરવિદ્યાશાળા પ્રત્યે પૂજ્યભાવ રાખે છે, તેમાં કંઈ નવાઈ નથી. બે વર્ષથી વડોદરામાં સંયુક્ત

ઇશ્વરવિદ્યાશાળા સ્થાપવા સંબંધી વાટાઘાટ ચાલે છે, તેનો ગમે તે ફેંસલો થાય, તોય આપણી મંડળી જ્યાં સુધી ટકી રહેશે, ત્યાં સુધી આપણા લોકમાં સ્ટીવન્સન કૉલેજની નામના અક્ષય રહેશે.

## (૫) પાળકો તથા વડીલો

"ખ્રિસ્તના શરીરની ઉન્નતિ કરવાને સારૂ તેણે......કેટલાએક પાળકો તથા ઉપદેશકો આપ્યા"

આપણી મંડળીના પ્રથમ પાળકની દીક્ષા થઇ—સને ૧૮૮૮માં. પરંતુ તે પહેલાં ઘણાં વર્ષથી સ્થાનિક મંડળીઓને પાળકો આપવાનો સવાલ ઉપસ્થિત થયો હતો. જો મંડળી પોતાના પાળકની ચૂંટણી કરે તેમજ તેનો પગાર પૂરો પાડે તો સારૂં, એવી સૂચના બોરસદનાં ભાઈબહેનોની આગળ રજૂ કરવામાં આવી છે, એવું રેવ. જોસફ ટેલર સાહેબે સને ૧૮૭૩ના પોતાના રિપોર્ટમાં વડીલસભાને જણાવ્યું.

જ્યારે સને ૧૮૭૮માં ડૉ. ફ્લેમિંગ સ્ટીવનસન સાહેબે રાણીપુરની મુલાકાત લઇને ભાષણ કર્યું, ત્યારે તેજ વાત પર તેઓ સાહેબે લોકનું ધ્યાન ખેંચ્યું. તે પ્રસંગે તેમના સુંદર દેવળને લીધે ગામના લોકને અભિનંદન આપતાં સાહેબે એમ કહ્યું, કે "પરંતુ એ બાબત સંબંધી તમારૂં દેવળ હજુ મને અધૂરૂં લાગે છે. તેને લોકને આહ્વાન કરવાનો એક ઘંટ જોઇએ છે, અને તેને એક પાળકની પણ જરૂર છે." સાહેબના સૂચવ્યા પ્રમાણે થોડી મુદ્દતની અંદર એક સરસ સુરનો ઘંટ દેવળ ઉપર મૂકવામાં આવ્યો, અને મંડળીને પાળક પણ મળે, એવી વડીલસભાએ ગોઠવણ કરી. રામભાઇ કલ્યાણભાઇ બોરસદની મંડળીના વડીલ તરીકે ક્યારના ચૂંટાઇ ગયા હતા, તેઓની બદલી બુકહીલથી રાણીપુર કરવામાં આવી, એ માટે કે તેઓ મંડળી પર પાળકના જેવી દેખરેખ રાખે, અને પછી જો મંડળીના સભ્યોની ઇચ્છા હોય, તો તેઓ ત્યાંના પાળક નિમાય. પણ કંઈ કારણસર વડીલસભાની ધારણા તે વખતે પાર પડવા પામી નહિ, અને સને ૧૯૩૦ સુધી રાણીપુરની મંડળી પાળક વગરની રહી.

વડીલસભાના સને ૧૮૭૯ના રિપોર્ટમાં એમ જણાવવામાં આવ્યું, કે જુદે જુદે સ્થળે પાળક જેવું કામ કરનાર ઓછામાં ઓછા આઠ ઉપદેશકો છે. તે આઠમાં ખીમચંદભાઇ નથુભાઇ નહોતા ખરા, કેમકે તે સાલે તેમની બદલી ધોધા કરવામાં આવી હતી, પણ તેઓ ત્યાં જવાની તૈયારીમાં હતા, એટલામાં તેઓનું મરણ થયું. પરંતુ ઉપરની વાતના ખીમચંદભાઈ સારા દાખલારૂપ છે. અમદાવાદમાં

સને ૧૮૬૬માં દેસાઇભાઈ તથા વહાલજીભાઇ બેચરભાઇની સાથે ઉપદેશક તરીકે કામ કર્યા પછી તેમની બદલી રાજકોટ થઇ, ત્યાં તેઓએ જે આઠ વર્ષ કાઢયાં, તેમાંનાં ચાર વર્ષ દરમિયાન રાજકોટ મિશનરી વગરનું હતું, જેથી તેનો બધો વહીવટ ચલાવવાનું અને તેના સર્વ કામ પર દેખરેખ રાખવાનું ખીમચંદભાઇના હાથમાં રહ્યું. તો શું તેઓએ પાળકની ફરજ બજાવી નહિ કહેવાય? અને ખીમચંદભાઇના જેવા બીજા ઘણા દાખલા પણ મળી શકે એમ છે. ખીમચંદભાઈ ભાવિક ઉપદેશક હતા. તેમનું સાંભળીને માણસો ચકિત બની જાય, તો પણ શ્રોતાજનો પર અસર કરવાનું તેમનું પરાક્રમ તેમની બોલવાની છટામાં તો નહિ, પણ કેવળ તેમના નિખાલસપણામાં રહેલું હતું.

તે સમયે (૧૮૮૦) જેથી પાળકોની અછતને લીધે ઉપરની અડચણો ખસેડવામાં આવે, એવી સુરતમાં રેવ. જ્યોર્જ ટી. રે સાહેબે યોજના કાઢી. જાહેર ભજનસેવાની વ્યવસ્થા કરવાની જવાબદારી સાહેબની સાથે મંડળીના સભ્યો પણ ઉઠાવે, માટે સાહેબના સૂચવ્યા પ્રમાણે લોકે મત આપીને ભજનસેવા ચલાવવા માટે ચાર ઉપદેશકોને ચૂંટી કાઢયા. જે નામ પ્રથમ નીકળ્યું, તે જરૂર લોકપ્રિય વૃદ્ધ થએલા મુનશી અબ્દુર રહેમાનનું હતું. સાહેબની દેખરેખ નીચે લોકે પસંદ કરેલા આ ચાર ભાઇઓ જેમ દરેકને ફાવે તેમ રવિવારની તેમજ અઠવાડિયા દરમિયાન ભજનસેવા ચલાવતા હતા. સાહેબ પણ તેઓને વખતોવખત બોલાવીને ભજનસેવાની પદ્ધતિ સંબંધી તથા બોધભાષણ કરવા સંબંધી સૂચનાઓ આપતા હતા. આ યોજના ઘણી સંતોષકારક નીવડી, એવું ત્યાર પછીના ત્રણ વાર્ષિક રિપોર્ટમાં જણાવેલું છે.

સને ૧૮૮૨માં મંડળીઓને પાળકો આપવાના વડીલસભાના આશયને ઘણો ટેકો મળ્યો, કેમકે તે સાલે નથુભાઇ હરિભાઈ ભાલેજમાં ઉપદેશક હતા, તેમનો જે વાર્ષિક પગાર રૂ. ૧૮૦નો હતો, તેનો લગભગ ત્રીજો ભાગ એટલે રૂ. ૬૪-૧૨-૦ ત્યાંની મંડળીએ સ્વેચ્છાથી ભરી આપ્યો. આ ઉત્તેજનદાયક દાખલાથી બીજી મંડળીઓ પણ પ્રેરાઇને પોતાના પાળકોનો પગાર ઉપાડી લેવા તૈયાર થવા લાગી. તે સંબંધી બોધભાષણ કરીને સાહેબો પોતપોતાના લોકને શિક્ષણ તેમજ ઉત્તેજન આપે, એવો સને ૧૮૮૫ની વાર્ષિક સભા વખતે વડીલસભાએ ઠરાવ કર્યો.

આખરે સને ૧૮૮૬ના ડિસેંબર માસમાં ઇચ્છેલો સમય આવી પહોંચ્યો છે, એવું સમજીને વડીલસભાએ "પાસ્ટર ફંડ"ની સ્થાપના કરી. ખરેખરો આનંદોત્સવનો દિવસ! ફંડની સ્થાપના કરતી વખતે વડીલસભાએ જે સાત ઠરાવો પસાર કર્યા, તે જાણવા જેવા છે. તેઓનો સારાંશ નીચે પ્રમાણે છે:—

(૧) ભાલેજ, બ્રુકહિલ, વાલેસપુર તથા શાહવાડીમાં જે મંડળીઓ છે, તેઓમાં જેમ બની શકે તેમ પાળકો વહેલા નિમાય, તે ઇચ્છવાજોગ છે.

(૨) પાળકોનો નિભાવ થાય, તેમજ સુવાર્તાપ્રચારક દરેક પ્રકારનું કાર્ય વેગે આગળ વધે, તે માટે બધે દાનાર્પણ નિયમિત રીતે આપવાની વ્યવસ્થા કરવામાં આવે તો સારૂં.

(૩) મંડળીના સભ્યોની "પોતપોતાની કમાણી પ્રમાણે" કંઇક રાખી મૂકવાની ફરજ છે, તેમજ "ખુશીથી આપનારને દેવ ચાહે છે," એ બે ધોરણ માન્ય કરીને (અ) અમે પોતે બોધથી તથા નમૂનાથી આ બાબત સંબંધી અમારા લોકને જાગૃત કરવા પ્રયત્ન કરીશું, અને (આ) ખુશીથી આપનારનું દાનાર્પણ વધારે હોય કે ઓછું હોય, તો પણ તે અમે ખુશીથી સ્વીકારીશું.

(૪) આ ઠરાવ ફંડની સમિતિના બંધારણ સંબંધીનો છે.

(૫) આગળ જતાં મંડળી સ્વપોષિત થાય, તે ઇરાદાથી ઉપરનાં ચાર પરાંમાં જો પાળકો નિમાય, તો જ્યાં સુધી ફંડના ભંડોળમાંથી તેમનો પગાર પૂરો પડી ન શકે, ત્યાં સુધી વડીલસભા આ દેશમાં જ મળતી કંઇ પણ આવકમાંથી ખૂટતા પૈસા પૂરા કરી આપવાનું વચન આપે છે.

(૬) જ્યાં સુધી પાળકનો પગાર સ્થાનિક મંડળીથી પૂરો પડાય નહિ, અથવા તો જ્યાં સુધી તેઓ મંડળીની સેવા કરવામાં આખો વખત રોકાય નહિ, ત્યાં સુધી પાળકપદને લગતા કામ ઉપરાંત તેઓ જ્યાં રહેતા હોય ત્યાંના પ્રદેશમાં તેઓ ઉપદેશકનું કામ પણ કરે.

(૭) અત્યારની વડીલસભા માતુશ્રી મંડળીના અંગની એક વડીલસભા ગણાય છે, તેથી તેમાં ગુજરાત તથા કાઠિયાવાડની મંડળીઓના પાળકો દાખલ કરાય એમ નથી. તેથી ગુજરાત તથા કાઠિયાવાડની એક નવી વડીલસભા સ્થાપવાની જરૂર છે, તેની સ્થાપના કરવાની પરવાનગી માતુશ્રી મંડળી તરફથી જ્યાં સુધી નહિ મળે, ત્યાં સુધી હાલની વડીલસભામાં બેસવાનો તથા પોતાની મંડળીઓને લગતી સર્વ વાતો સંબંધી મત આપવાનો હક તેઓને આપવામાં આવે.

આપણી મંડળીમાં આ ફંડને કેન્દ્રસ્થાન આપેલું છે, માટે અહીં આગળ તેની સ્થાપનાનું વિગતવાર વર્ણન કરીએ, તો તે અસ્થાને ન કહેવાય.

પાસ્ટર ફંડનો પ્રથમ રિપોર્ટ રજૂ કરતાં ડૉ. સ્ટીલ સાહેબે તેનો નીચે પ્રમાણે હિસાબ આપ્યો :—

| | | | |
|---|---|---|---|
| સુરત | ... | ... | રૂ. ૨૦૫–૮–૦ |
| ભરૂચ | ... | ... | ,, ૪૩–૮–૦ |
| બોરસદ | ... | ... | ,, ૧૭૫–૫–૩ |
| આણંદ | ... | ... | ,, ૧૮૪–૮–૦ |
| ભાલેજ | ... | ... | ,, ૧૪૯–૦–૦ |

| | | | |
|---|---|---|---|
| અમદાવાદ | ... | ... | રૂ. ૧૧૯—૯—૦ |
| શાહવાડી | ... | ... | ,, ૨૨૦—૧—૯ |
| ધોધા | ... | ... | ,, ૧૨૩—૯—૦ |
| રાજકોટ | ... | ... | ,, ૭૨—૦—૦ |
| | | | કુલ રૂ. ૧,૨૯૩—૧—૦ |

રિપોર્ટ છપાવ્યા અગાઉ બુકહિલ અને ભાલેજની મંડળીઓના પાળકો નિમાયા હતા, તેઓનો પગાર પૂરો પાડવા માટે ફંડમાંથી જે રકમો આપવી પડી, તે નીચે પ્રમાણે છે :—

| | | | | |
|---|---|---|---|---|
| બુકહિલ | ... | ... | ... | રૂ. ૭૫—૧૨—૫ |
| ભાલેજ | ... | ... | ... | ,, ૧૧૧—૧૨—૦ |
| | | | | રૂ. ૧૮૭ —૮—૫ |

એટલે જમા કરાવવા સારૂ રૂ. ૧,૧૦૫—૮—૭ની રકમ સિલકમાં રહી.

ફંડના બીજા વર્ષની સમિતિના ચૂંટાએલા પાંચ સભ્યો નીચે પ્રમાણે હતા:—

રેવ. વિલ્યમ બીટી — રેવ. જી. પી. ટેલર

રેવ. રામભાઈ કલ્યાણભાઈ — રેવ. નથુભાઇ હરિભાઇ

રેવ. જે. એફ. સ્ટીલ—પ્રમુખ તથા ખજાનચી

પ્રથમ જે બે પાળકોની દીક્ષા કરવામાં આવી, તેઓ રેવ. રામભાઇ કલ્યાણભાઇ (બુકહિલમાં, સને ૧૮૮૮ના ફેબ્રુઆરીની ૩૭ તારીખે) અને રેવ. નથુભાઈ હરિભાઇ (ભાલેજમાં, ફેબ્રુઆરીની ૪થી તારીખે). રામભાઇના જીવનચરિત્રની ટૂંકી નોંધ આગળ આવી ગઇ, અને નથુભાઇની વાત પણ તેમના જેવી જ આકર્ષક છે. નથુભાઇ રાજકોટના વતની હતા. તેઓ જાતે મોતાળા બ્રાહ્મણ હતા. બ્રાહ્મણ હોવા છતાં નથુભાઇના પિતાશ્રી સંકોચિત મનના ન હોવાથી કંઇ પણ આંચકો ખાધા વગર તેઓએ પોતાના દીકરાને મિશનની નિશાળમાં ભણવા મોકલ્યો. પ્રાથમિક નિશાળના વિદ્યાર્થીઓ દર રવિવારે શાસ્ત્રશિક્ષણ પામવા સાહેબને બંગલે આવે, એવો અસલના વખતથી રાજકોટમાં રિવાજ ચાલે છે. તે રીતાનુસાર નથુભાઇ એક દહાડે બંગલે આવ્યા, ત્યાં માનવંત બીટી મડમ સાહેબ હાજર હતાં. તેઓએ તેમને પૂછયું, કે "બેટા, તમારો ઉત્પન્નકર્તા કોણ છે, તે તમે જાણો છો?" તરત નથુભાઇએ જવાબ આપ્યો, કે "મેમસાહેબ, હું તો છોકરોજ છું, તો હું કયાંથી જાણું?" નાનો સવાલ, ટૂંકો જવાબ, તો પણ તે સવાલની મારફતે જે વચનરૂપી બી છોકરાના મનમાં નાખવામાં આવ્યું, તે થોડી જ વારમાં ઊગી નીકળ્યું.

નથુભાઈ જાતે બ્રાહ્મણ હતા, અને પોતાના પિતાની માફક ધાર્મિક પણ હતા. પ્રેરિત પાઊલના જેવા તેઓ પોતાના ધર્મના ચુસ્ત અનુયાયી હતા. "તમારો ઉત્પન્નકર્તા કોણ છે," તે પ્રશ્નનો ઉકેલ કરવા સારૂ તેઓ વેદ તથા પુરાણોનો અભ્યાસ કરવા લાગ્યા. પરંતુ એથી તેમની આંતરિક તૃષ્ણા છીપી નહિ, અને થોડા વખત બાદ તેઓ ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કરવાના દૃઢ નિશ્ચય પર આવ્યા.

છોકરાએ કરેલા આ નિર્ણયની ખબર જ્યારે બહાર પડી, ત્યારે તેમનું મન ફેરવવા માટે તેમનાં સગાંએ ઘણા પ્રયાસ કર્યા. તે વખતે રાજકોટમાં મિશનરી સાહેબ કોઈ નહોતા; કામનો બધો જુમ્મો ઉપદેશક ખીમચંદભાઇને માથે રહેલો હતો. તેથી મારો દીકરો કાચી વયનો છે, એવો ખોટો દાવો કરીને નથુભાઈના પિતાએ ખીમચંદભાઈની સામે નથુભાઈનું હરણ કરવાની ફરિયાદ અદાલતમાં નોંધાવી. ન્યાયાધીશ સાહેબે ખીમચંદભાઈની વિરુદ્ધ ફેંસલો કરીને બીજાં બે વર્ષ સુધી નથુભાઇને ધર્મપલટો કરવાનો હક નથી, એવું હુકમનામું બહાર પાડ્યું. તે બે વર્ષનો લાભ તેનાં સગાં ગુમાવી ન બેસે, એ સહેલાઇથી સમજાય. છોકરાના મનમાં નાખેલા બીનો નાશ કરવા તેઓ મચી રહ્યાં. કાશીની યાત્રાએ તેઓ તેને લઇ ગયા, પણ તેઓનું કશું ફાવ્યું નહિ. કોઈ વાર જો દેખરેખ રાખનાર કોઇ ન હોય, તો છાનામાના નીકળીને તેઓ ખીમચંદભાઇને ત્યાં જઇને તેમની સાથે હાર્દિક વાતચીત કરતાં દિલાસો પામતા.

બે વર્ષ વીતી ગયાં કે તરત નથુભાઇએ પોતાના હકનો લાભ લઇને બાપ્તિસ્મા માગ્યું. એવા ભાવિક, વિશ્વાસુ શિષ્યને બાપ્તિસ્મા આપવાની કોણ ના પાડી શકે? તેથી સને ૧૮૭૪માં તે પવિત્ર સંસ્કારદ્વારા નથુભાઇએ જાહેરમાં પ્રભુ ઇસુ ખ્રિસ્તનો સ્વીકાર કર્યો. તે પ્રસંગે તેઓએ પોતાના પ્રભુ તથા તારનારની પાછળ પાછળ ચાલવાની જે પ્રતિજ્ઞા લીધી, તેમાં તેજ પ્રભુની સહાયથી તેઓ જીંદગી પર્યંત ટકી રહ્યા. ઉપદેશક તરીકે રાજકોટમાં ચાર વર્ષની સેવા કર્યા બાદ તેઓ અમદાવાદમાં કામદારોને સારૂ ઇશ્વરવિદ્યાનો જે વર્ગ કાઢવામાં આવ્યો હતો, તેમાં દાખલ થયા (૧૮૭૯). ત્યાર પછીની વાત ઉપર વર્ણવવામાં આવેલી છે.

રેવ. નથુભાઇની તબિયત નબળી હોવા છતાં તેઓ તન, મન તથા ધનથી પંદર વર્ષ સુધી ભાલેજ મંડળીની ઉત્તમોત્તમ સેવા બજાવવા પામ્યા. તેઓના પર અનેક આફતો આવી પડી, જાણે કે ઈશ્વરનાં સર્વ મોજાં તથા છોળો તેમના પર ફરી વળ્યાં હોય એમ થયું, તોય તેઓનો વિશ્વાસ ડગ્યો નહિ. આખરે શરીરની નબળાઇ વધી જવાને લીધે તેઓને ઘણી દિલગીરીની સાથે ભાલેજ મંડળીના પાળકપદનું રાજીનામું આપવું પડ્યું. તેઓ કામથી નિવૃત્ત થયા

ખરા, તોપણ અંત સુધી તેઓ મંડળીની સર્વે પ્રવૃત્તિઓમાં ઘણો રસ લેતા હતા. છેલ્લે જે જાહેર પ્રસંગે તેઓએ હાજર થઇને વડીલસભાના કામમાં ભાગ લીધો, તે સને ૧૯૦૮માં કચ્છ મિશનની સ્થાપના કરવા સારૂ બધી મંડળીઓના પ્રતિનિધિઓની એક સભા ભરાઇ, તેજ હતો. તે દિવસ નિહાળીને રાજકોટવાસી નથુભાઇ ઘણો હર્ષ પામ્યા હશે. ત્યાર પછી થોડે દિવસે આ ભલો તથા વિશ્વાસુ સેવક મરણદ્વારા પોતાના પ્રભુના આનંદમાં પેઠો. ભાલેજ દેવળનો જે ઘંટ છે તથા તેનું જે પ્રથમ બોધાસન હતું તે બન્ને રેવ. નથુભાઇએ મંડળીને આપેલી ભેટ હતાં. પોતાના ધનથી પણ તેઓ મંડળીની સેવા કરનાર હતા.

ત્રીજા જે ઉપદેશકને પાળકપદ આપવામાં આવ્યું, તે યોહાનભાઈ ગંગારામભાઇ હતા. સને ૧૮૭૨માં તેઓ ધોધા ગયા. ત્યાં બીજા ઘણા કામદારોની પેઠે ઉપદેશક તેમજ શિક્ષક તરીકે ૭ વર્ષ સુધી કામ કર્યા પછી તેઓ ઇશ્વરવિદ્યાના વર્ગમાં દાખલ થયા. તેમાંથી પસાર થઇને તેઓ ઉપદેશક તરીકે વાલેસપુરમાં નિમાયા (૧૮૮૦). ત્યાં નવ વર્ષ રહ્યા પછી તેમની બદલી રાણીપુર થઇ (૧૮૮૯), અને બીજાં ચાર વર્ષ પછી (૧૮૯૩) સુરતની મંડળીના પાળક થવાનું આમંત્રણ સ્વીકારીને તેઓ ત્યાંના પાળક થયા. પરંતુ રેવ. યોહાનભાઇને દમનું દરદ હોવાને લીધે સુરતનાં હવાપાણી તેઓને માફક આવ્યાં નહિ, એટલે વર્ષ દહાડા પછી પોતાની જ માગણીથી તેમની બદલી વઢવાણ કરવામાં આવી. તેઓ ભાવિક, ધર્મશીલ અને અનુભવી સેવક હતા, માટે ભાવનગર, પોરબંદર તથા હિંમતપુર જેવાં સ્થળે, કે જ્યાં કામદારને માથે જવાબદારી વધારે રહેલી હતી, ત્યાં તેઓને નીમવામાં આવતા હતા. તેઓ જ્યાં જતા, ત્યાં ઉંચનીચ સર્વે જાતના માણસોની સાથે ઘણા મિલનસારપણાથી વર્તીને પ્રભુ ઇસુનું નામ દિપાવતા હતા. સને ૧૯૦૭માં રેવ. યોહાનભાઇને હિન્દી પાળક તરીકે વડીલસભાના પ્રમુખ થવાનું પ્રથમ માન મળ્યું.

તે પછીના જે બે પાળકો ચૂંટાયા તેઓ બેઉ અનાથાશ્રમમાં ઊછરેલા છોકરા હતા, એટલે થોમાભાઇ પાથાભાઇ તથા લાજરસભાઇ તેજપાળભાઇ. સને ૧૮૬૬માં મારવાડમાં દુકાળ પડયો, ત્યારે તે બન્ને અનાથ છોકરાને સાથે બોરસદમાં લાવવામાં આવ્યા. સાથે તેઓ આપણા અનાથાશ્રમમાં દાખલ થયા, સાથે તેઓ ભણ્યા, સાથે સાથે તેઓએ વડીલસભાની જુદી જુદી પરીક્ષાઓ આપી, છેલ્લી પરીક્ષામાં પણ સાથે બેસીને બન્ને તેજ વખતે તેમાં પસાર થયા, બન્નેને તેનેતેજ દિવસે વડીલસભાના હાથથી ઉપદેશકનું લૈસન્સ આપવામાં આવ્યું, અને આખરે એકનાએક વર્ષમાં બન્નેની પાળકપદની દીક્ષા થઇ.

થોમાભાઇનો વિશેષ સંબંધ કેરીપુરની મંડળી સાથે હતો, અને લાજરસભાઇનો ખઢાણા સાથે હતો. પરંતુ તેઓની બદલી તે ગામોમાં કરવામાં

આવી, તે પહેલાં જુદે જુદે સ્થળે બન્નેએ મંડળીની સેવા કરવાનો ઘણો અનુભવ મેળવ્યો હતો. પ્રાથમિક નિશાળનો પૂરો અભ્યાસ કર્યા પછી બન્નેની નિમણૂક સુરત થઇ. ત્યાં ચોપડી વેચનાર તરીકે, શાસ્ત્રશિક્ષક તરીકે, અને પછી ઉપદેશક તરીકે થોમાભાઇએ અગિયાર વર્ષ દરમિયાન (૧૮૭૭–૮૮) પુષ્કળ કામ કર્યું, અને પછીથી તેમની બદલી ફેરીપુર કરવામાં આવી. એક વર્ષ બાદ કરતાં થોમાભાઇએ ચૌદ વર્ષ (૧૮૮૯–૧૯૦૩) ફેરીપુરમાં ગાળ્યાં. જે એક વર્ષ તેઓ બહાર રહ્યા, તે વર્ષે પ્રિપારેટરી નિશાળના મુખ્ય શિક્ષક થવા સારૂ તેઓને આણંદ બોલાવવામાં આવ્યા. ઉપદેશક તરીકે નવ વર્ષ સુધી ફેરીપુરની મંડળીની ઉત્તમ સેવા કર્યા પછી તેઓ મંડળીના સભાસદોની સર્વાનુમતિથી તેજ મંડળીના પાળક ચૂંટાયા. તેઓની દીક્ષા સને ૧૮૯૮ ના ફેબ્રુઆરીની ૨૭ તારીખે કરવામાં આવી. તેઓને પણ દમનું ત્રાસદાયક દરદ નડતું હતું, જેથી ફેરીપુરની હવા માફક નહિ આવ્યાને લીધે તેઓને સને ૧૯૦૩માં ત્યાંથી રાજીનામું આપવું પડયું. પરંતુ ખુશીની વાત છે કે ભાલેજમાં રહેતાં તેમને અડચણ જણાઇ નહિ, અને એક વર્ષ પછી ત્યાંની મંડળીનું આમંત્રણ સ્વીકારીને તેઓ ઇશ્વરકૃપાએ તે મંડળીનાં બીજાં પંદર વર્ષની પ્રશંસનીય સેવા બજાવવા પામ્યા (૧૯૦૪–૧૯). નિવૃત્ત થયા પછી રેવ. થોમાભાઇ પહેલવહેલાં અમદાવાદમાં અને પછી રાણીપુરમાં રહેતા હતા, અને રાણીપુરમાં તેઓનું મરણ થયું. રેવ. થોમાભાઇ મધુર ગીતકર્તા હતા. તેમણે રચેલાં બોધદાયક ઘણાં ગીત "ભજનસંગ્રહ"માં છપાએલાં છે.

ઉપર કહ્યા મુજબ લાજરસભાઇ તેજપાળભાઇની વાત રેવ. થોમાભાઇની વાત સાથે મળતી છે. તેઓની પ્રથમ નિમણૂક પણ શાસ્ત્રશિક્ષક તરીકે સુરત થઈ. ત્યાંથી સને ૧૮૮૪માં ઉપદેશક તરીકે તેઓની બદલી રાજકોટ અને બીજાં ત્રણ વર્ષ પછી રાજકોટથી ખઢાણા થઈ (૧૮૮૭). ત્યારથી લાજરસભાઈ ખઢાણાવાળા થઈ ગયા. ત્યાં ને ત્યાં રહીને સને ૧૮૯૨માં તેઓને ધર્મબોધકનું લૈસન્સ, અને ૧૮૯૮માં ખઢાણા મંડળીના પાળક ચૂંટાઇને તેઓ ડિસેમ્બર માસમાં પાળકપદની દીક્ષા પામ્યા. સને ૧૯૦૯માં રેવ. લાજરસભાઇ ત્યાંથી રાજીનામું આપીને મુખ્ય કામદાર તરીકે ભાવનગર ગયા. કામ કરવાની તેઓની ઉત્કંઠા પાર વિનાની હતી. તેઓ આપણી મંડળીના પ્રાચીન વખતની વાર્તાઓ સંઘરવાના શોખીન હતા, તેમાંના સરસ ઘણા દાખલાઓ "ગુજરાતમાં ખ્રિસ્તી મંડળીનો ઉદય" નામના તેમના પુસ્તકમાં ઉતારીને તેઓએ સને ૧૯૩૦માં પ્રસિદ્ધ કર્યા. આ નાના રસિક પુસ્તકને લીધે આપણી મંડળી રેવ. લાજરસભાઇની વિશેષ ઋણી છે.

જે સાલે રેવ. થોમાભાઈ તથા રેવ. લાજરસભાઇની દીક્ષા થઇ, તેજ સાલે હવે મંડળીના પાંચ પાળક નિમાયા છે, તે વાત ધ્યાનમાં લઇને જૂની

વડીલસભાએ માતુશ્રી મંડળીને (પાસ્ટર ફંડના બંધારણ અંગેના સાતમા ઠરાવાનુસાર) નવી વડીલસભા સ્થાપન કરવાની પરવાનગી માગી.

પરંતુ હવે પાંચ પાળકોની દીક્ષા થઈ છે, તે એકલું નવી વડીલસભા સ્થાપન કરવાની રજા માગવાનું કારણ નહોતું. શું વડીલો નહોતા? વડીલો તો હતા. વડીલો તો આપણી પ્રેસ્બિટેરિયન મંડળીની ખૂબીનું એક સબળ કારણ છે, અને પ્રેસ્બિટેરિયન મંડળીના અસલ કાનૂન પ્રમાણે બોરસદની મંડળીમાં કેટલાએક ભાઇઓની ચૂંટણી તથા દીક્ષા ક્યારની થઇ ગઇ હતી. તેઓનાં નામ ૩જા પરિશિષ્ટમાં આપેલાં છે.

વડીલ તરીકે જેઓ આપણી મંડળીઓની સારી સેવા બજાવી ગયા છે તેઓમાંથી માત્ર બે નામ લઇને તેઓ વિષે ટૂંકી નોંધ કરવાની ઇચ્છા થાય છે. એક તો વડીલ ડાભાઇ ત્રીકમભાઇ છે. ડાભાઇ વડોદરા પાસેના ગામના પાટીદાર હતા. એક વખત તેઓ કંઈ કામસર પરગામ ગયા હતા, ત્યારે ત્યાંની નિશાળના મહેતાજી આપણા છાપખાનાની એક જૂની પુસ્તિકામાંથી કેટલાક માણસોને વાંચી સંભળાવતા હતા. તેઓની સાથે જોડાઇને ડાભાઈ પણ સાંભળવા બેઠા. જે કંઇ તેમણે સાંભળ્યું, તેનાથી તેમના મન પર એવી અસર થઈ કે તેઓએ ખ્રિસ્તી ધર્મ સંબંધી વધુ તપાસ કરવાનો નિશ્ચય કર્યો. આખરે તેઓ ગાયકવાડી લશ્કરીખાતાના એક અંગ્રેજ અમલદારની મુલાકાત કરવા પામ્યા. તેઓ સાહેબ ઘણા ધાર્મિક હતા, અને એમના મુખથી ડાભાઇને પ્રભુ ઇસુની તારણદાયી સુવાર્તાનો અસરકારક ખુલાસો સમજાવવામાં આવ્યો, જેથી તેઓ પ્રભુ ઇસુનો સ્વીકાર કરવાના નિર્ણય પર આવ્યા. પછી તેઓ અમદાવાદ જઇને રેવ. વિલ્યમ મકમૉર્ડી સાહેબને હાથે બાપ્તિસ્મા પામ્યા. નાની દ્રાક્ટરૂપી બીનું એવું સરસ ફળ થયું. પહેલવહેલાં ડાભાઇ રાણીપુર રહેવા ગયા, પરંતુ પછીથી તેઓ બ્રુકહિલ જઇ વસ્યા, ત્યાં સને ૧૯૦૬માં તેઓ વડીલ તરીકે ચૂંટાયા.

બીજો દાખલો કાઠિયાવાડમાંથી લીધેલો છે, એટલે પોરબંદર દરબારના પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ વડીલ જોસફભાઈ છગનલાલ. જોસફભાઇનું નામ આ ઇતિહાસમાં ક્યારનું આવી ગયું છે. સને ૧૮૯૨માં ધર્મશોધક કહાનજીભાઇ માધવજીને ઇશ્વરપિતાની પાસે જવાનો માર્ગ જેમણે દેખાડયો હતો, તે તો જોસફભાઇ હતા. ત્યાર પછીની બીજી સાલે દ્વારકાની યાત્રા કરનાર નારણદાસ ભગવાનદાસના માર્ગદર્શક પણ તેઓ થયા હતા. વીસ વર્ષ તેઓ એનાએ જ ખાતામાં રહ્યા હતા, તેમાં પ્રામાણિકપણાથી તથા વફાદારીથી તેઓ ઊંચી પાયરીએ ચઢયા કેવળ એમ નહિ, પણ તે સર્વ વખત દરમિયાન તેમના નિઃસ્વાર્થ ખ્રિસ્તમય જીવન વડે તેઓએ સર્વદા તથા સર્વત્ર પ્રભુ ઇસુની સારી શાહેદી આપી હતી. મંડળીનાં ભાઇબહેનોની ઇચ્છાથી એવા દેવભક્ત વડીલ નિમાય એ તો

સ્વાભાવિક છે. તે પ્રમાણે સને ૧૯૦૬ના જાન્યુઆરીની ૨૩મી તારીખે રાજકોટ મુકામે કાઠિયાવાડમાં પ્રથમ ચૂંટાએલા વડીલ તરીકે તેમની દીક્ષા ગુજરાત તથા કાઠિયાવાડની વડીલસભાના હાથથી કરવામાં આવી. તે આનંદોત્સવને પ્રસંગે કોને એવો ખ્યાલ આવ્યો હશે, કે બીજા આઠ મહિના વીતી ગયા પહેલાં પ્રથમ જન્મેલાઓની સાર્વજનિક સભા તથા મંડળીમાં બિરાજવા વડીલ જોસફભાઇનું તેડું કરવામાં આવશે? તો પણ એમજ બન્યું. પણ તેમાં રૂદન કરવાનું કંઇ સ્થાન નહોતું. જીવતાં મરતાં તેઓ પ્રભુના જ હતા. એવા વડીલો તો મંડળીના શિરપતિ પ્રભુ ઈસુએ પોતાના લોકને આપેલું એક શ્રેષ્ઠ કૃપાદાન છે. આ બે ભાઇ માત્ર દાખલારૂપ છે. જેઓ તેઓના જેવા ભાવ તથા ઉત્સાહથી પોતાના નમૂનેદાર જીવનથી પ્રભુની તથા પ્રભુની મંડળીની ઉમદા સેવા કરીને પાર ગએલા છે તેઓને સારૂ, તેમજ જેઓ હાલ મંડળીની એજ કીમતી સેવા બજાવે છે, તેઓને સારૂ આપણે પ્રભુના આભારી છીએ.

વડીલોની આટલી વાત કરવાનું એ કારણ છે, કે વડીલસભાના બંધારણ પ્રમાણે તે સભામાં બેસીને તેનાં સર્વ કાર્યોમાં ભાગ લેવાનો દરેક વ્યવસ્થિત થએલી મંડળીના પ્રતિનિધિ વડીલનો હક છે, માટે તે વખત સુધી દીક્ષિત થએલા પાળકો તથા વડીલો, તે બન્ને વર્ગની વાત ધ્યાનમાં લઇને જૂની વડીલસભાએ ઉપર કહ્યા મુજબ માતુશ્રી મંડળીને અરજ કરી. અરજી કરતાં વડીલસભાએ નીચે પ્રમાણે ત્રણ માગણીઓ રજૂ કરી :—

(૧) જૂની વડીલસભા સમાપ્ત કરીને નવી વડીલસભા સ્થપાય, તેના પૂર્ણ સભ્યો પાળકો, દીક્ષિત મિશનરીઓ, અને પ્રતિનિધિ વડીલો ગણાય.

(૨) નવી વડીલસભાનો હેવાલ અંગ્રેજીમાં તથા ગુજરાતીમાં નોંધાય.

(૩) મિશન ખાતાને લગતાં સર્વ કામકાજનો વહીવટ ચલાવવા માટે જૂની વડીલસભાને ઠેકાણે એક મિશન કાઉન્સિલ સ્થપાય.

આ અરજીનો સંતોષકારક જવાબ મળ્યા પછી સને ૧૯૦૦ના ડિસેમ્બરની ૨૦મી તારીખે અમદાવાદમાં રેવ. જોન શિલેડી સાહેબના પ્રમુખપણા નીચે "ગુજરાત તથા કાઠિયાવાડ" નામની વડીલસભાની સ્થાપના થઈ, અને "કાઠિયાવાડ તથા ગુજરાત" નામની જૂની વડીલસભા બંધ થઈ. તેજ દિવસે મિશન કાઉન્સિલ પણ સ્થપાઇ.

વડીલસભાની પહેલી બેઠક વિષે બે વાત ખાસ નોંધ કરવા જેવી છે. એક એ છે કે તે સમયે ચીન દેશમાં રહેનાર ખ્રિસ્તીઓ પર પ્રાણઘાતક સતાવણી કરવામાં આવતી હતી, તેઓના પર દિલાસાનો પત્ર મોકલવાનો ઠરાવ રેવ. નથુભાઇએ કરેલી દરખાસ્તથી કરવામાં આવ્યો. બીજી એ છે કે તે બેઠક વખતે નીચેના પાંચ

ઉમેદવારોને ઘણી ગંભીરતાથી બોધકનું લેસન્સ આપવામાં આવ્યું :—શમૂએલભાઇ ડાહ્યાભાઇ, જીભાઈ પુરુષોત્તમભાઇ, વિલ્યમભાઇ ગંગારામભાઇ, કહાનજીભાઇ પ્રેમાભાઈ અને કુંવરજીભાઈ માનસિંહભાઇ.

વડીલસભાના પ્રથમ ગુજરાતી ચિટનીસ રેવ. નથુભાઇ હરિભાઈ અને અંગ્રેજી ચિટનીસ રેવ. આર. આર. જોન્સન સાહેબ નિમાયા. ઠરાવ પ્રમાણે કામનો હેવાલ ગુજરાતી તેમજ અંગ્રેજી ભાષામાં લખવામાં આવતો હતો, પરંતુ એકવીસ વર્ષ પછી તે અંગ્રેજીમાં લખવાની રીત બંધ કરીને ફક્ત ગુજરાતીમાં હેવાલ નોંધી રાખવાનો નવો ઠરાવ પસાર કરવામાં આવ્યો.

રેવ. નથુભાઇ નિવૃત્ત થયા પછી રેવ. કહાનજીભાઇ માધવજી ચિટનીસ નિમાયા. ત્યાર પછી બીજા ત્રણ ચિટનીસ થયા, એટલે રેવ. જેઠાભાઇ બાભાઇ, રેવ. યોહાનભાઇ નારાયણભાઈ અને રેવ. ખોડાભાઇ જેઠાભાઇ કે જેઓ હાલ તે કામ કરે છે.

પ્રથમ જે પાળક વડીલસભાના પ્રમુખ થયા, તે રેવ. યોહાન ગંગારામભાઇ હતા, અને પ્રથમ જે વડીલ માનવંત વડીલસભાના પ્રમુખ થયા, તે તો વડીલ ઓબેદભાઇ તળશીભાઇ હતા. સને ૧૯૩૧માં માતુશ્રી મંડળીના પ્રમુખ રેવ. ડૉ. જોન જી. પેટન સાહેબ તથા તેમનાં મડમ સાહેબ આપણી મંડળીની મુલાકાત લેવા આ દેશ પધાર્યાં, તે શુભ પ્રસંગે આ માન વડીલ ઓબેદભાઇને આપવામાં આવ્યું.

વડીલસભાની સ્થાપના થયા બાદ પ્રથમ જે પાળકની દીક્ષા થઇ, તે પીતરભાઇ ભૂધરભાઇ હતા. ઇશ્વિરવિદ્યાના વર્ગમાં અભ્યાસ કર્યા પછી પીતરભાઇની નિમણુક પહેલવહેલાં શાસ્ત્રશિક્ષક તરીકે સુરત થઇ, પણ પાંચ વર્ષ પછી તેઓની બદલી બોરસદ કરવામાં આવી (૧૮૮૪). ત્યાં તથા આણંદમાં નવી સ્થપાએલી પ્રિપારેટરી સ્કૂલના પહેલા મહેતાજી તરીકે તેઓએ ઘણું સારૂં કામ કર્યું. કેરીપુરમાં બે વર્ષ કાઢયા પછી તેઓની બદલી સુરત થઇ (૧૮૯૬), ત્યાં સાત વર્ષ સુધી ઉપદેશકનું કામ કર્યા બાદ સને ૧૯૦૩માં પાળક થવાનું આમંત્રણ સ્વીકારીને તેઓ સુરતની મહાન મંડળીના પાળક થયા. જ્યાં કહીં પીતરભાઇની બદલી થતી, ત્યાં તેમનાં પત્ની મારથાબાઇ પણ તેમના જેવી કીમતી સેવા કરતાં હતાં.

બે વર્ષ પછી, એટલે સને ૧૯૦૫માં કેરીપુરમાં પીતાંબરભાઇ શામજીભાઇની અને બ્રુકહિલમાં કહાનજીભાઇ માધવજીની પાળકપદની દીક્ષા કરવામાં આવી.

બાકી રહેલા પાળકો વિષે આ સ્થળે લખાણ કરવા ઇચ્છીએ પણ અવકાશ નથી. તોપણ હજી એક પાળક સંબંધી ટૂંકી નોંધ કર્યા વગર ચાલે એમ નથી, એટલે વડીલસભાના પિતાતુલ્ય રેવ. શમૂએલભાઇ ડાહ્યાભાઇ. તોપણ તેમને વિષે

ખાસ લખવાની શી જરૂર છે? પ્રેરિત પાઊલના મિત્રની પેઠે (૨ કર. ૮; ૧૮) સુવાર્તા વિષે રેવ. શમૂએલભાઈની કીર્તિ સર્વ મંડળીઓમાં નથી શું? આણંદની ટ્રેનિંગ સ્કૂલમાં શિક્ષક તરીકે (૧૮૯૦), સ્ટીવન્સન કૉલેજમાં વિદ્યાર્થી તરીકે (૧૮૯૨–૯૫), આણંદમાં પહેલવહેલા શિક્ષક તરીકે અને પછી ઉપદેશક તરીકે, અને આખરે મંટગમરીપુરની મંડળીના પાળક તરીકે (૧૯૦૮થી—વચમાં આણંદમાં પણ), ઇશ્વિરના ખરા ભક્તને તથા ખ્રિસ્તની મંડળીના ખરા સેવકને શોભે એવું ધર્મશીલ, શાંતિમય જીવન તેઓ સદા ગાળતા આવ્યા છે, તે આપણે સહુ જાણીએ છીએ. રેવ. શમૂએલભાઈ જેવા ઉત્સાહી, પરગજુ સેવકો આપણી મંડળીમાં કદી ન ખૂટે, એવું પ્રભુ કરો!

દર વર્ષે વડીલસભાનો કાર્યક્રમ વધતો જાય છે. દર વર્ષે તેની દેખરેખ નીચેનું કોઇ ને કોઇ નવું ખાતું કાઢવામાં આવે છે, જાણે કે જેમ જેમ તે બળમાં આગળ વધતી જાય, તેમ તેમ તે પોતાના બળના પ્રમાણમાં વધુ જવાબદારી પોતાને શિર ચઢાવતી જાય, એમ લાગે છે. જો તેની વાર્ષિક સભાના હેવાલનાં પૃષ્ઠ આપણે ફેરવીએ, તો એક પછી એક એવાં ખાતાંનાં નામ નજરે પડી આવે છે—ખાનગી ધોરણનો અભ્યાસ, યુવક હિતવર્ધક મંડળ, દેશી મિશન, સુવાર્તાપ્રચાર, કેળવણી ફન્ડ, અનાથાશ્રમ ફન્ડ, નિરક્ષરતાનિવારણ, વગેરે, વગેરે. વળી હવે સ્ટીવન્સન ડિવિનિટી કૉલેજનો વાર્ષિક રિપોર્ટ વડીલસભાની આગળ ચર્ચાવવામાં આવે છે, તેમજ સંયુક્ત ઇશ્વિરવિદ્યાશાળા વિષેની મંત્રણાનો રિપોર્ટ પણ વડીલસભાની આગળ રજૂ કરવામાં આવે છે. છેલ્લાં બે વર્ષ થયાં મુંબઇની અંબ્રોલી ગુજરાતી મંડળી પણ આપણી વડીલસભા સાથે જોડાઇ ગઇ છે. ચોતરફ વડની નવી વડવાઇઓ પોતાનાં મૂળ જમીનમાં ઊંડાં નાખતી જાય છે.

પાળક ફન્ડની ટૂંકી નોંધ કર્યા વગર આ પ્રકરણ સમાપ્ત કરી શકાય, એમ નથી. જૂની વડીલસભાએ કરેલી આ સરસ યોજનાને લીધે આપણી વડીલસભા જરૂર ભાગ્યશાળી ગણાય. તે ફંડની સ્થાપનાનું વર્ણન ઉપર આવી ગયું, તેમાં તે વર્ષનાં દાનાર્પણની આવક રૂ. ૧,૨૯૩–૧–૦ જેટલી હતી, એવું જણાવેલું છે (૧૮૮૭). ગયા વર્ષનો હિસાબ (૧૯૩૯) આપણે તપાસીએ:—

| | |
|---|---|
| મંડળીઓ તરફથી દાનાર્પણ ... ... ... | રૂ. ૬,૬૪૧ |
| અંબ્રોલી મંડળી તરફથી ... ... ... | ,, ૭૭૪ |
| લગ્ન ફી ... ... ... ... ... | ,, ૪૫૫ |
| મુદ્દલનું વ્યાજ ... ... ... ... | ,, ૩,૦૩૫ |
| સુરત ફંડનું વ્યાજ ... ... ... ... | ,, ૨૪૩ |
| પરચુરણ ... ... ... ... ... | ,, ૧૯૨ |
| | કુલ રૂ. ૧૧,૩૪૦ |

આટલી આવક, અને જાવક પણ લગભગ આટલી જ, કેમકે સને ૧૮૮૭માં બે પાળક હતા, તેઓના પગાર અંગે ફંડમાથી માત્ર રૂ. ૧૮૭નો ફાળો લેવો પડયો હતો પણ સને ૧૯૩૯માં ૧૮ પાળકો હતા, તેમનો પગાર, એટલે રૂ. ૧૦,૮૮૧, આ ફંડને આધારે પૂરો પાડવામાં આવ્યો. બાકીના રૂ. ૪૫૯ મુદ્દલમાં ઉમેરવામાં આવ્યા.

આ ફંડની આટલી બધી સંતોષકારક સ્થિતિ થઇ છે, તેનું એક કારણ તો આપણા લોકની ઉદારતા, છે. તો પણ બીજાં બે કારણોને લીધે આપણે ખાસ આભારી છીએ. એક તો આ સંસ્થા યોજનારાઓનું ડહાપણ અને બીજું કારણ તો આ ફંડના સંચાલકોની દીર્ઘદૃષ્ટિ છે. આ ફંડના સંબંધમાં બે નામ ખાસ યાદ રાખવાનાં છે, એટલે મરહૂમ રેવ. રૉબર્ટ બૉયડ સાહેબ અને રેવ. જે. એમ. લાઇલ સાહેબ. આ ફંડને બૉયડ સાહેબ પોતાના બાળક સમાન ગણતા હતા, અને મજબૂત પાયા પર બંધાઇને મંડળીને વધતો ને વધતો ટેકો આપતું જાય, એવું ધ્યેય રાખીને તેઓ સાહેબ અતિઘણી કાળજીથી તેનો વહીવટ કરતા હતા.

મરહૂમ બૉયડ સાહેબની મહેનતથી પાળક ફંડ જે સારી સ્થિતિએ આવી પહોંચ્યું હતું, તેમાં રેવ. લાઇલ સાહેબે પણ પ્રસંગોપાત સુધારોવધારો કર્યો છે. વિશેષ જાણવા જેવી વાત એ છે કે સને ૧૯૨૮માં તેઓ સાહેબે "પાળક વિધવાફંડ"ની સ્થાપના કરી, ત્યાર પછી ટૂંકી મુદતમાં તે ફંડની પણ સારી પ્રગતિ થઇ છે.

સને ૧૯૩૧માં દરેક પાંચ વર્ષે પાળકોની ફેરબદલી કરવાનો ઠરાવ કરવામાં આવ્યો, પરંતુ પાંચ વર્ષને બદલે પાળકોની ફેરબદલી સાત સાત વર્ષે થાય, એવી જે દરખાસ્ત ગઇ સાલે વડીલસભા આગળ મૂકવામાં આવી હતી, તેનો છેવટનો નિર્ણય હજુ થયો નથી.

શરૂઆતથી આપણી વડીલસભા સાર્વત્રિક મંડળીના ઐક્યને લગતી બધી વાતોમાં રસ લેતી આવેલી છે. સને ૧૯૦૪ના ડિસેમ્બરની ૧૯મી તારીખે અલ્લાહાબાદમાં "પ્રેસ્બિટેરિયન ચર્ચ ઓફ ઇન્ડીયા"ની પહેલી જે મહાસભા ભરાઇ હતી, તેમાં બીજી પાંચ વડીલશાસિત મંડળીઓની સાથે આપણી વડીલસભા પણ જોડાઇ ગઇ. ત્યાર પછી જે વડીલશાસિત નથી તેવી બીજી મંડળીઓ આ સંયુક્ત મંડળીમાં જોડાઇ જવાથી પ્રથમ નામ બદલી નાખીને તેનું "ઉત્તર હિન્દની સંયુક્ત મંડળી" એવું નામ પાડેલું છે, તેની સાથે હજુ પ્રથમના જેવો આપણી વડીલસભાનો પૂરેપૂરો સંબંધ છે. આ સંયુક્ત મંડળીની સાથે બીજી કેટલીએક મોટી મંડળીઓએ પણ જોડાવાની માગણી કરેલી છે, તે વિષે સંયુક્ત મંડળીના પ્રતિનિધિઓ તથા અરજી કરનારી મંડળીઓના પ્રતિનિધિઓ વચ્ચે હજુ વાટાઘાટ ચાલે છે.

## (૬) કચ્છ મિશન

### "તમે મારા સાક્ષી થશો"

કચ્છ મિશનની સ્થાપના સને ૧૯૦૮માં થઇ, ત્યારથી કચ્છ દેશ વડીલ-સભાનું ધર્મપ્રચારના કામનું ખાસ ક્ષેત્ર ગણાય છે. પરંતુ આઈ. પી. મિશનના મંડાણથી કચ્છ પ્રદેશ આપણી સરહદની અંદર ગણીને મિશનના કામદારો વખતોવખત તેમાં મુસાફરી કરતા હતા. ધોધા ખાતાના ચોપડી વેચનાર હીરાભાઈ હરિભાઇની પાસે ખપેલી ચોપડીના જે ઘણા પૈસા હતા, તે પડાવી લેવા માટે કેટલાક ચોર લોકે તેમનું ખૂન કર્યું. ચોપડીના આટલા બધા પૈસા ક્યાંથી હોય, કે ચોરો તેમનું ખૂન કરતાં પણ અટક્યા નહિ? તેઓએ કચ્છમાં ફરતાં ફરતાં પુસ્તકોનું સારૂં વેચાણ કર્યું હતું તેથી. આ મિશનની સ્થાપના થયા અગાઉ યાકૂબભાઇ ગોપાળભાઇએ તે પ્રદેશમાં સુવાર્તાનું જે પુષ્કળ કામ કર્યું, તે પણ આપણે ક્યારનાં જોઈ ગયાં.

વળી બીજી એક જાણવા જેવી વાત એ છે કે સદ્ગુણભાઇ દેસાઇભાઇ અમદાવાદની હાઈ સ્કૂલમાં શિક્ષક હતા, તેઓએ સને ૧૮૮૨માં ખ્રિસ્તી ધર્મ-પ્રચારક ફંડની સ્થાપના કરી. અમદાવાદમાં તે ફંડની કેવી વ્યવસ્થા કરવામાં આવી હતી, તેની આપણને ખબર નથી. પરંતુ સુરત જઇને જ્યારે તેઓએ આ ફંડની વાત ત્યાંનાં ભાઈબહેનોની આગળ રજૂ કરી, ત્યારે જેર્વિસ સાહેબના પ્રમુખપણા નીચે તેઓએ આ ફંડનું એક મંડળ સ્થાપીને તેને માટે કુટુંબદીઠ ચચ્ચાર આનાનું માસિક દાનાર્પણ ઉઘરાવવાનો ઠરાવ કર્યો. બોરસદમાં પણ સદ્ગુણભાઇની હિલચાલને સુરત જેવો જ ટેકો મળ્યો. સને ૧૮૮૩ના રિપોર્ટમાં બોરસદની મંડળી વિષે જણાવેલું છે, કે તેની તરફથી "વધારાના રૂ. ૧૦૧" સદ્ગુણભાઈ પર રવાના કરવામાં આવ્યા હતા. સને ૧૮૮૫માં વાલેસપુરની મંડળીએ રૂ. ૩૧ જેટલું દાનાર્પણ ફંડને આપ્યું. પરંતુ તેની આગલી સાલે જો કે સુરત મંડળીએ ફંડને ફરીથી ટેકો આપ્યો, તોપણ તે સંબંધીના રિપોર્ટમાં એવું જણાવેલું છે, કે કોઇએ એવો કામદાર નથી મળતો, તેથી મંડળનું કામ આગળ વધી શકે એમ નથી. જૂના રિપોર્ટોમાં વાલેસપુર મંડળીએ આપેલી રકમની જે નોંધ છે, તે આ ફન્ડ સંબંધીની છેલ્લી વાત છે. ત્યાર પછી તેનું શું થયું, તે જણાતું નથી.

મિશનની સ્થાપનાનું વર્ણન કર્યા પહેલાં બીજી એક જાણવા જેવી વાત છે, તે એ છે કે મિશનના પચાસમા વર્ષના આનંદોત્સવ વખતે (૧૮૯૧) આણંદમાં જે મોટો મેળો ભરાયો તેની આગળ શિલેડી સાહેબે "ધર્મપ્રચાર કરવાની ખ્રિસ્તી લોકની ફરજ" તે વિષય સંબંધી ઘણું અસરકારક ભાષણ કર્યું.

આ વાતનો વિચાર લાંબો વખત કર્યા પછી એજ સાહેબે સને ૧૯૦૭માં "હોમ મિશન" સ્થાપવાની સૂચના મંડળીની આગળ રજૂ કરી. તેનો પૂરો વિચાર કરીને કંઇ પણ નિર્ણય પર આવવાને સારૂ સને ૧૯૦૮ના ફેબ્રુઆરીની ૧૩મી તારીખે આણંદમાં સ્થાનિક મંડળીઓના ૫૯ પ્રતિનિધિઓની સભા રેવ. યોહાનભાઇ ગંગારામભાઇના પ્રમુખપણા નીચે ભેગી થઇ.

શિલેડી સાહેબનો એવો અભિપ્રાય હતો કે હવે પાળકફન્ડને કારણે મંડળી સ્વપોષિત્ થઇ ગઇ છે, તેથી સુવાર્તા પ્રગટ કરવાનું કામ તે ઉપાડી લે તો ઘણું સારૂં. મિશનનો સઘળો વહીવટ હિંદી ખ્રિસ્તી ભાઇઓ પોતે જ કરે. કચ્છ દેશ તેનું ક્ષેત્ર થાય, અને ખરચ પૂરૂં પાડવા સારૂ વર્ષ દરમિયાન એક વખતે, એટલે ઇસ્ટર સન્ડેને દિવસે, બધી મંડળીઓનાં દાનાર્પણ આપવામાં આવે.

ઉપલી સર્વ સૂચના ઘણા ઉત્સાહથી સર્વાનુમતે સ્વીકારવામાં આવી. વહાલા ડૉ. દલપતભાઇ મકનભાઈ મંડળના પ્રથમ ચિટનીસ, અને મિ. ઓબેદ તળશીભાઇ પ્રથમ ખજાનચી, અને મિ. છોટાલાલ જોન તથા મિ. ટીસાભાઈ હાંસજીભાઇ મિશનના પ્રથમ બે કામદાર નિમાયા. ઘણી આનંદકારક વાત છે, કે સને ૧૯૩૯ સુધી મિશનની સ્થાપના વખતે નિમાએલા ખજાનચી વડીલ ઓબેદભાઇની ફરી વાર ખજાનચી તરીકેની નિમણૂક દર સાલે કરવામાં આવતી હતી. એકવીસ વર્ષ સુધી આ જોખમભરેલો હોદ્દો ભોગવતાં તેઓએ કચ્છ મિશનની જે સેવા કરી, તેને લીધે મંડળી તેમની ખરી આભારી છે.

શરૂઆતે કચ્છમાં રહેવાનું મકાન નહિ મળ્યાને લીધે છોટાલાલભાઈ જામનગરમાં ઘર રાખીને વખતોવખત કચ્છમાં મુસાફરી કરવા નીકળતા હતા. પણ પછીથી ભુજમાં ઘર મળવાથી તેઓ ત્યાં રહેવા ગયા. હાલ ભુજમાં તથા અંજારમાં બન્ને સ્થળે મિશનનાં વેચાતાં રાખેલાં પોતાનાં ઘર છે. કોઈ વખતે મિશનના ચાર જેટલા કામદારો હોય છે પણ હાલમાં માત્ર બે છે, એટલે રેવ. ફકીરચંદભાઇ લલ્લુભાઇ અને આશીર્વાદભાઇ કુબેરજી. ફકીરચંદભાઈ સને ૧૯૧૮માં મિશનના કામદાર નિમાયા, અને સને ૧૯૩૭માં માનવંત વડીલસભાના ખાસ ઠરાવથી તેમની દીક્ષિત સુવાર્તિક તરીકેની દીક્ષા કરવામાં આવી. આશીર્વાદભાઇની નિમણૂક સને ૧૯૩૦માં થઈ.

## (૭) શિક્ષકોની કેળવણી

"એકજ તમારો ગુરુ છે"

દરેક ખ્રિસ્તી નિશાળ કેળવાએલા ખ્રિસ્તી શિક્ષકોથી ચલાવાય, એ ઇચ્છવાજોગ છે, એવું કોઇ નાકબૂલ નહિ કરે. સો વર્ષ ઉપર રાજકોટમાં આવી પહોંચીને જ્યારે ગ્લાસ્ગો સાહેબે તથા કેર સાહેબે નિશાળો કાઢી, ત્યારે જરૂર

ખ્રિસ્તી શિક્ષકો નહોતા. ક્યાંથી હોય? પણ ખ્રિસ્તી શિક્ષણ આપવાથી જતે દહાડે ખ્રિસ્તી શિક્ષકોને પણ તૈયાર કરવામાં આવશે, એવી ગ્લાસ્ગો સાહેબની જે અભિલાષા હતી, તે તેઓએ પોતાના ઘણા પત્રોમાં જાહેર કરી હતી.

ખ્રિસ્તી નિશાળને કેળવાએલા ખ્રિસ્તી શિક્ષકો જોઇએ છે, એ નિર્વિવાદ વાત છે, પરંતુ અત્યાર સુધી એવા શિક્ષકોની જે ભારે ખોટ છે તે પૂરી પાડવા સારૂ જોઇએ એવી સુવ્યવસ્થા કરવામાં આવેલી નથી તે કબૂલ કરવું પડે છે. તો પણ આ પ્રશ્નનો ઉકેલ કરવા માટે કંઇ પણ પ્રયાસ કદી કરવામાં ન આવ્યો એમ કહેવાય નહિ. જૂની વડીલસભાના સમયમાં તેમજ મિશન કાઉન્સિલના વખતમાં ખ્રિસ્તી શિક્ષકોની ખોટને લીધે સુવાર્તાના કામને થતી અડચણો દૂર કરવાને માટે જાતજાતના ઉપાયો કરવામાં આવ્યા છે. ખાસ જે ત્રણ યોજનાઓ કાઢવામાં આવી, તે નીચે પ્રમાણે છે :—

(૧) સને ૧૮૭૯માં, આણંદ મુકામે, રેવ. જોન શિલેડી સાહેબે વડીલ-સભાના ઠરાવ પ્રમાણે જે ટ્રેનિંગ સ્કૂલ સ્થાપી, તે. આ સ્કૂલ વિષે થોડીઘણી નોંધ આગળના એક પ્રકરણમાં આવેલી છે, ત્યાં એવું જણાવવામાં આવ્યું કે સ્કૂલના પ્રથમ મહેતાજી તરીકે વિલ્યમભાઇ ગંગારામભાઇની નિમણૂક થઈ, પણ જ્યાં સુધી વિલ્યમભાઇ કામ પર ચઢી શક્યા નહિ, ત્યાં સુધી શિલેડી સાહેબ પોતે નિશાળનું કામ ચલાવતા હતા.

આ ટ્રેનિંગ સ્કૂલની સારી પ્રગતિ થઇ. પહેલા વર્ષમાં જે છ વિદ્યાર્થીઓ તેમાં દાખલ થયા હતા, તેઓ બધા જ સને ૧૮૮૨માં સાતમા ધોરણમાં પસાર થઇને નીકળ્યા. તેઓમાંના ચારને મિશનની નોકરી આપવામાં આવી, અને બાકીના બેને સરકારી ટ્રેનિંગ કૉલેજમાં દાખલ કરવામાં આવ્યા. આશિષભાઇ ઉકાજી નામના એ ચારમાંના એક હતા, તેમને અમદાવાદમાં મોકલવામાં આવ્યા, ત્યાં તેમણે ઘણું સારૂં કામ કર્યું, એમ રિપોર્ટમાં જણાવેલું છે. પણ દુઃખની વાત છે કે પગમાં કાચ વાગવાથી તેમને ઘણી ઇજા થઇ, અને જો કે ઘા રૂઝાઇ ગયો હોય એમ લાગ્યું, તો પણ આખરે તેમને ધનુર ધાયું, અને અસહ્ય દુઃખ વેઠયા બાદ થોડા દિવસમાં તેમનું અવસાન થયું.

સને ૧૮૮૪માં ટ્રેનિંગ સ્કૂલના બીજા બે વિદ્યાર્થીઓ ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થયા, તેમાંનો એક બીજી સાલની પરીક્ષામાં સર્વ વિદ્યાર્થીઓમાં પહેલા નંબરે પસાર થયો.

સને ૧૮૮૫માં વિલ્યમભાઇ ગંગારામભાઇની બદલી રાજકોટ કરવામાં આવી, તેમને ઠેકાણે જોનભાઇ મૂળજીભાઇ મુખ્ય શિક્ષક નિમાયા. જોનભાઇ મૂળજીભાઇ પોતે પહેલાં ટ્રેનિંગ સ્કૂલના વિદ્યાર્થી હતા, તેમાંથી પસાર થઇને તેઓ

અમદાવાદની સરકારી ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થયા હતા, અને પૂરાં ત્રણ વર્ષનો અભ્યાસ કરીને તેઓ ત્રીજા વર્ષનું સર્ટિફિકેટ મેળવ્યું હતું. તેમના હાથ નીચે ટ્રેનિંગ સ્કૂલ બીજાં સાત વર્ષ સંતોષકારક રીતે ચાલુ રહી.

(૨) સને ૧૮૯૨માં આણંદ મુકામે જે પ્રિપારેટરી શાળા ખોલવામાં આવી, તે. તેજ સાલે સ્ટીવન્સન કૉલેજનું ઉદ્ઘાટન થયું, તે સર્વ વાચકોને યાદ હશે. હવે આગળ જતાં સ્ટીવન્સન કૉલેજમાં જેઓ દાખલ થવા લાયક ગણાય, એવા વિદ્યાર્થીઓને કેળવવાના ઇરાદાથી જૂની ટ્રેનિંગ સ્કૂલ બંધ કરીને આ નવી સંસ્થા સ્થાપન કરવામાં આવી. જોનભાઇ મૂળજીભાઇની બદલી બોરસદ થઇ, અને બોરસદથી પીતરભાઇ ભૂધરભાઇની બદલી આણંદ કરી વડીલસભાએ તેમને પ્રિપારેટરી સ્કૂલના પ્રથમ મુખ્ય શિક્ષક તરીકે નીમ્યા. આ સ્કૂલમાંથી નીકળ્યા પછી વિદ્યાર્થીઓ બે વર્ષ સુધી મિશનની નોકરી કરે, અને ત્યાર પછી જો વડીલસભા તેમને પરવાનગી આપે, તો તેઓને સ્ટીવન્સન કૉલેજમાં દાખલ કરવામાં આવે, એવો માનવંત વડીલસભાએ નિયમ કર્યો હતો.

બે વર્ષ પછી થોમાભાઇ પાથાભાઇ એક વર્ષને માટે આ સ્કૂલના મુખ્ય શિક્ષક નિમાયા અને ત્યાર પછીનાં છ વર્ષ સુધી (૧૮૯૫–૧૯૦૧) પીતાંબરભાઇ સામજીભાઇના હાથમાં તેનો સર્વ કારભાર રહ્યો.

ત્યારથી તે ૧૯૩૧ સુધી મિ. મહાશંકર મોનજી ત્રવાડી મુખ્ય શિક્ષક હતા. તે વખત દરમિયાન, એટલે સને ૧૯૨૬માં, આ નિશાળ પ્રાંતિજમાં ખસેડવામાં આવી. મિ. મહાશંકર પછી વડીલ ઓબેદભાઇ તળશીભાઇ નીમાયા (૧૯૩૧–૩૪), અને હાલ વડીલ યોહાનભાઇ નરસિંહભાઇ તે શાળાના મુખ્ય શિક્ષક તરીકે કામ કરે છે.

સને ૧૯૩૬માં રેવ. ડૉ. જે. એફ. સ્ટીલ સાહેબના સ્મરણાર્થે જેના નીચલા ખંડોમાં નિશાળના વર્ગો ચલાવી શકાય અને ઉપલો માળ વિદ્યાર્થીઓનું છાત્રાલય થાય, એવું ભવ્ય મકાન રેવ. ડબ્લ્યુ. જે. હાના સાહેબની દેખરેખ નીચે બંધાવવામાં આવ્યું. તે સમયે માતુશ્રી મંડળીના મિશનખાતાના પ્રમુખ, રેવ. ડૉ. આર. એચ. બોયડ સાહેબ આપણી મંડળીની મુલાકાતે પધાર્યા હતા, તેમના શુભ હસ્તે ડિસેમ્બરની ૧૫મી તારીખે આ નવી ઇમારતની ઉદ્ઘાટનક્રિયા કરવામાં આવી હતી.

(૩) દસ વર્ષ સુધી (૧૯૧૫–૨૫) મિશનની જે ટ્રેનિંગ કૉલેજ અમદાવાદમાં ચલાવવામાં આવી, તે.

બીજી મંડળીઓના સહકારથી આ સંસ્થા ચલાવવામાં આવતી હતી. તેનું કામ ઘણું સંતોષકારક રીતે ચાલતું હતું, પરંતુ જ્યારે પોતપોતાના શિક્ષકોને

કેળવણી આપવાની બીજી વ્યવસ્થા કરીને બીજી મંડળીઓએ પોતાના વિદ્યાર્થીઓને પાછા બોલાવ્યા, ત્યારે કૉલેજ બંધ કરવાની ફરજ પડી.

મિશનની પોતાની ટ્રેનિંગ કૉલેજ નહિ હોવાને લીધે જેમ તક મળે, તેમ હાલ દર વર્ષે આપણા બેચાર વિદ્યાર્થીઓને પ્રેમચંદ રાયચંદ સરકારી ટ્રેનિંગ કૉલેજમાં દાખલ કરવામાં આવે છે. એ ગોઠવણ ઠીક છે, તો પણ આપણી પોતાની શિક્ષકોની ટ્રેનિંગ કૉલેજ હોય, તો વધારે સારૂં, એ નિ:સંશય વાત છે.

લાયક શિક્ષકો મળે, તે વાતનો પૂર્ણ આધાર પ્રિપારેટરી સ્કૂલ પર રહેલો છે. આપણા હાલના જે પાળકો, ઉપદેશકો તથા શિક્ષકો છે, તેઓમાંના ઘણાખરા તે નિશાળમાં ભણી ગએલા છે, અને પછીથી તેમના જીવનની જે કંઇ સફળતા થઇ છે, તેને માટે તેઓ ઘણે ભાગે લગભગ પચાસ વર્ષ ઉપર સ્થપાએલી આ જૂની સંસ્થાના આભારી છે.

સને ૧૮૪૧માં રેવ. જેમ્સ ગ્લાસ્ગો સાહેબે રાજકોટ આવીને તરત જ પ્રાથમિક નિશાળોની સ્થાપના કરી, પરંતુ મિશનની જે સૌથી જૂની શાળા, એટલે સ્થાપનાના દિવસથી તે આજ સુધી જે નિશાળ વગર અંતરાયે ચાલુ રહેલી છે, તે ઘોઘાની છોકરાઓની નિશાળ છે. તેની સ્થાપના રેવ. જેમ્સ મર્ફી સાહેબે સને ૧૮૪૫ના એપ્રિલની ૧લી તારીખે કરી હતી, ત્યારથી જ તે ચાલુ છે, અને હાલ તેની સ્થિતિ ઘણી સંતોષકારક છે.

ઘોઘામાં વાવેલા આ નાનકડા બીમાંથી જે ફળ ઊપજ્યું છે તે નીચેની હકીકત પરથી જણાઇ આવે છે:—

પ્રાથમિક નિશાળો (આઇ. પી., ઝનાના અને જંગલ ટ્રાઇબ્સ મળી, ૧૯૩૯): છોકરાઓની નિશાળો ૧૭: કન્યાશાળાઓ—૧૪ : મિશ્ર શાળાઓ—૭૬.

| | | | | |
|---|---|---|---|---|
| વિદ્યાર્થીઓ :— | ખ્રિસ્તી | ૭૬૮ : | અખ્રિસ્તી | ૩,૫૪૪ |
| વિદ્યાર્થીનીઓ :— | ,, | ૭૯૮ : | ,, | ૨,૭૦૨ |
| શિક્ષકો :— | ,, | ૧૩૧ : | ,, | ૫૪ |
| શિક્ષિકાઓ : | ,, | ૧૭૫ : | | |

## (૮) ઔષધાલયો

### "માંદાંઓને સાજાં કરો"

જે ઝાડને મોટું થતાં વાર લાગે છે, તે વધારે મજબૂત હોય છે અને તેનું લાકડું વધારે ટકાઉ હોય છે, તે સહુ કોઇ જાણે છે. મિશનના ઔષધાલયરૂપી ઝાડને મૂળ નાખતાં ઘણાં વર્ષ લાગ્યાં ખરાં, પણ ચોંટી ગયા પછી તે ઘણું વધેલું છે, અને હાલ તેના શિતળ છાંયા તળે સંખ્યાબંધ દરદીઓને વિશ્રાંતિ મળે છે.

પહેલાં સાઠ વર્ષ દરમિયાન ત્રણ જુદે જુદે વખતે દવાખાનાં ખોલવાના પ્રયાસ કરવામાં આવ્યા, પણ ત્રણેય વખતે એ સર્વ પ્રયાસો નિષ્ફળ ગયા. મિશનની સ્થાપનાની બીજી સાલે, એટલે સને ૧૮૪૨માં, રેવ. જેમ્સ ગ્લાસ્ગો સાહેબે એક ડૉકટરને નીમવાની સૂચના માતુશ્રી મંડળીની કારોબારી સમિતિની આગળ રજૂ કરી. તેની આગલી સાલે સાહેબ જ્યારે હજૂ મુંબઇમાં હતા, ત્યારે તેમને એક ડૉકટર સાહેબ મળી આવ્યા જેમણે મિશનની નોકરી કરવાનું કબૂલ કર્યું હતું. ઉપલી સૂચના સાથે તેઓએ આ ડૉકટર સાહેબનું નામ પણ સમિતિને જણાવ્યું. ડૉ. જૉન વિલ્સન સાહેબ પણ ગ્લાસ્ગો સાહેબની સાથે સંમત હતા. કારોબારી સમિતિએ ઘણી ખુશીથી ગ્લાસ્ગો સાહેબે કરેલી સૂચનાનો સ્વીકાર કરીને તે ડૉકટર સાહેબની નિમણુક કરી, પરંતુ થોડી મુદતમાં તેમને સંજોગોવશાત્ રજા આપવી પડી. આમ પ્રથમ કરેલો પ્રયાસ નિષ્ફળ નીવડ્યો.

સને ૧૮૮૨માં ડૉ. હેન્રી ઑસ્બૉર્ન સાહેબ નિમાયા, તેઓની નિમણુક વડીલસભાએ ઘોષા કરી. ત્યાં ત્રણ વર્ષ સુધી તેઓ સાહેબે ઘણુંજ કામ કરીને આગળ જતાં મોટું દવાખાનું બંધાય, એવો સારો પાયો નાખ્યો. આજે જેવી વ્યવસ્થા છે તેમ તે વખતે પણ સરકારી દવાખાનું ડૉ. ઑસ્બૉર્ન સાહેબના હાથમાં સોંપવામાં આવ્યું હતું, અને જતે દહાડે કામ સરળતાથી ચાલીને વેગે આગળ વધતું જાય, એવું દેખાતું હતું. પણ ઈશ્વરના માર્ગો આપણા માર્ગો નથી, એ સત્વચનનો બીજો એક દાખલો અહીં પણ ઉદ્ભવવાની તૈયારીમાં હતો. સને ૧૮૮૫ના એપ્રિલ માસમાં એક ભાઇની દફનક્રિયા ચલાવતી વખતે ડૉકટર સાહેબને લૂ લાગી, જેથી ઘણો વખત માંદા રહ્યા પછી આખરે સ્વદેશ જઇને તેમને રાજીનામું આપવું પડ્યું. બીજો પ્રયાસ પણ નિષ્ફળ ગયો.

ડૉ. ઑસ્બૉર્ન સાહેબ હજુ ઘોઘામાં હતા એટલામાં આણંદ મિશનનો બંગલો બંધાઇ જવાથી ગામમાં જે નાના બંગલામાં શિલેડી સાહેબ તથા મડમ સાહેબ અત્યાર સુધી ઊતરતાં હતાં તે જ્યારે ખાલી પડ્યો, ત્યારે સાહેબે તેમાં દવાખાનું ખોલવાનો વિચાર કર્યો. વડીલસભાની મંજૂરી મેળવીને તેઓએ એક દેશી ડૉકટર સાહેબની સાથે તે ચલાવવાનો કરાર કર્યો (૧૮૮૪). પરંતુ નિશ્ચય કર્યો છતાં ડાકટર નિયુક્ત વખતે આવ્યા નહિ, અને તે અરસામાં સરકારે એક દવાખાનું ઊઘાડવાનો ઠરાવ જાહેર કર્યો હતો, તે કારણને લઇને સાહેબે પોતાનો વિચાર માંડી વાળ્યો. તેથી આ ત્રીજો પ્રયાસ પણ નિરર્થક થયો.

આથી ઝનાના મિશનની વાત કેટલી બધી જુદી જણાય છે! તે મિશનની સ્થાપના સને ૧૮૭૪માં થઇ હતી, તોપણ બે વર્ષ થયાં નહોતાં, એટલામાં મિસ ફૅારેસ્ટ સાહેબે આવીને સુરતમાં એક દવાખાનું ખોલ્યું (૧૮૭૬). બે વર્ષ પછી

(૧૮૭૮) મિસ પેટર્સન સાહેબ તેમની મદદે આવ્યાં, પણ તેઓ સાહેબની તબિયત નાદુરસ્ત રહેવાને લીધે વર્ષની આખરે તેઓને રાજીનામું આપવું પડયું.

તે પછી મિસ રોબર્ટસ (૧૮૮૩), ડૉ. મેરી મેકજ્યોર્જ (૧૮૮૫), ડૉ. એલીનોર મંટગમરી (૧૮૯૬), ડૉ. આઇ. સી. હુસ્ટન અને ડૉ. એ. એચ. ક્રોફર્ડ (૧૯૦૦), અને ડૉ. સારાહ મેકલ્ડરી (૧૯૦૧) એ પ્રમાણે એક પછી એક ખંતીલાં તથા સારાં કેળવાએલાં ડૉકટર મિસ સાહેબોને મોકલવામાં આવ્યાં.

પણ આઇ. પી. મિશનનું ઔષધાલયરૂપી ઝાડ ઊગવાનો વખત પાસે આવ્યો હતો. સને ૧૯૦૨માં ડૉ. નીલ એમ. ગેવિન આ દેશમાં આવી પહોંચ્યા. મહાન વૈદ! મહાન દેવભક્ત! તેઓ સાહેબના આવવાથી જે જે આશાઓ આપણુ સર્વેનાં હૃદયમાં ઊપજી, તેઓ ઘણી સફળ, હા, આપણા ધાર્યા ઉપરાંત સફળ થઇ.

ડૉ. ગેવિન સાહેબની નિમણૂક આણંદ થઇ. ત્યાં ભાષાની પરીક્ષા આપ્યા પછી સને ૧૯૦૪ની શરૂઆતે તેઓએ સાધનોના પ્રમાણમાં કામ શરૂ કર્યું. તેમાં તેઓ એકલા નહોતા, કેમકે ૧૯૦૩ના ડિસેમ્બર માસમાં અમદાવાદ મુકામે તેઓનાં લગ્ન ડૉ. મ્યુરીઅલ સ્ટીવન્સન સાહેબની સાથે થયાં હતાં. તેઓએ પણ ડૉકટરી અભ્યાસ કરેલો હતો, એટલે પછીથી સાહેબનાં સર્વ કામકાજમાં માનવંત મડમ સાહેબ પણ તેમના પૂર્ણ સહાયકારી થયાં.

મરહૂમ રેવ. રૉબર્ટ બૉયડ સાહેબની દેખરેખ નીચે દવાખાનું બંધાતું હતું (૧૯૦૪–૫), તે અરસામાં ગાડીખાનામાં તથા નોકરોની એક કોટડીમાં કામચલાઉ ગોઠવણ કરીને સાહેબે તથા મડમ સાહેબે અનેક દરદીઓની સારવાર કરી હતી. ગાડીખાનું વિશેષ ઉપયોગી થઇ પડયું. વખતે તે ઔષધશાળાના ઉપયોગમાં આવતું, વખતે તેમાં તેઓ ભારે વાઢકાપ કરતા, અને વખતે જો જરૂર જણાય તો તેમાં પડદો બાંધીને મડમ સાહેબ સ્ત્રીદરદીઓની ચિકિત્સા કરતાં! અને દરદીઓની સંખ્યા જ્યારે વધારે હોય, ત્યારે નોકરોની બીજી કોટડી લઇને પણ તેમાં તેઓ ખાટલા રખાવતા.

સને ૧૯૦૫ના જુન માસમાં દવાખાનું ખોલવામાં આવ્યું, ત્યાર પછીની હકીકત અહીં લખવાની જરૂર નથી. ડૉ. ગેવિન સાહેબ તથા મડમ સાહેબથી જે અદ્દભુત કામ કરવામાં આવ્યું, તે જગજાહેર છે. મુંબઇથી તે પોરબંદર સુધી તેઓની કીર્તિ ફેલાઇ ગઇ, અને ડૉ. સાહેબોના કોમળ હાથથી આરામ મેળવવા સેંકડો દરદીઓ ચોતરફથી આવ્યા કરતા હતા.

માણસ ધારે કંઇ, અને ઇશ્વર કરે કંઈ. આણંદના દવાખાનાનું કામ આગળ ને આગળ વધતું જતું હતું. દર સાલે જૂની ઇમારતમાં સુધારોવધારો

કરવામાં આવતો હતો. દર સાલે જોઇતી વૈદિક સામગ્રી પણ વધારવામાં આવતી હતી. એટલામાં સને ૧૯૧૪માં યુરોપમાં મહાન વિગ્રહ ફાટી નીકળ્યો. જ્યાં ડાક્ટરોની વિશેષ જરૂર છે, ત્યાં મારે પણ હોવું જોઇએ, એવો પોતાના મનમાં નિશ્ચય કરીને ડૉ. ગેવિન સાહેબે મિશન કાઉન્સિલ પાસેથી લશ્કરીખાતામાં જોડાવાને સારૂ વિલાયત જવાની રજા માગી. કાઉન્સિલની એવી ઇચ્છા નહોતી, પરંતુ જ્યારે બીજી વાર સાહેબે એનીએ જ અરજી કરી, ત્યારે તે મંજૂર કર્યા વગર કાઉન્સિલને છૂટકો નહોતો. સને ૧૯૧૫ના ઓગસ્ટ માસમાં તેઓ ગયા, પણ ફ્રાન્સ દેશ ગયા પછી થોડા વખતમાં તેમનું અકસ્માત્ મરણ થયું (૧૯૧૬). તેઓ ઘોડે બેસીને ફરવા નીકળ્યા હતા, એટલામાં એકાએક ઘોડાના ભડકવાથી તેઓ જમીન પર પટકાઈ પડીને બેશુદ્ધ થઈ ગયા, અને જો કે પાસેના દવાખાનામાં તેમને લઇ જઇને સારવાર કરવામાં આવી, તો પણ બેશુદ્ધિમાં ને બેશુદ્ધિમાં જ તેઓ મરણ પામ્યા. જેવું તેઓનું જીવન, તેવું તેઓનું મરણ પણ. આ દેશમાં તેઓએ ઘણાઓને બચાવ્યા હતા. રણક્ષેત્રમાં પણ બીજાઓનો બચાવ કરતાં તેઓએ પોતાના જીવનું બલિદાન આપ્યું.

ઘણી ખુશીની વાત છે કે છેલ્લાં ત્રણ વર્ષ, એટલે સને ૧૯૧૩થી, ડૉ. ગેવિન સાહેબને મદદ કરવા સારૂ વહાલા ડૉ. દલપતભાઇ મકનભાઇની બદલી રાજકોટથી કરવામાં આવી હતી. સ્વભાવે તેઓ બન્ને મળતા જ હતા, જેથી અરસપરસની મદદ કરતાં તથા એકબીજાની સંગતમાં રહેતાં પ્રભુના તે બે વિશ્વાસુ સેવકો અત્યાનંદ પામતા હતા.

ડૉ. દલપતભાઈ અનાથાશ્રમખાતાનું એક સરસ ફળ હતું. પરંતુ નાનપણમાં તેમને અનાથાશ્રમમાં દાખલ કરવામાં આવ્યા, તે પહેલાં તેમના ગામમાં આપણા જે ઉપદેશક હતા, તેમની પાસેથી ઘણું શીખીને ખ્રિસ્તી જેવી વર્તણૂકથી તે ચાલવા લાગ્યા હતા, કેવળ એમ નહિ પણ રવિવારને પવિત્ર ગણીને તે તે દિવસે પોતાના વાડાનાં મોટાંનાનાંને ભેગાં કરીને તેમને શાસ્ત્ર વાંચી સંભળાવતા હતા. આગળ જતાં તે શિક્ષક થાય, માટે અમદાવાદની ટ્રેનિંગ કૉલેજમાં તેમને મોકલવામાં આવ્યા. (તેમનું અસલ નામ ધૂળા હતું, પણ જ્યારથી તે ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થયા, ત્યારથી તેમણે દલપત નામ ધારણ કર્યું.)

પરંતુ દલપતભાઇની શિક્ષક થવાની બહુ ઇચ્છા નહોતી, તેથી તેઓ આપણી હાઇ સ્કૂલમાં દાખલ થયા. ત્યાંથી તેઓ નીકળ્યા, તેજ વખતે ડૉ. મિસ મેરી મૅકજ્યૉર્જ અમદાવાદ આવી પહોંચ્યાં (૧૮૮૫). આગળ જતાં ડૉક્ટર સાહેબને અંગ્રેજી જાણનાર કોઇ ખ્રિસ્તી મદદનીશની જરૂર પડશે, એવું સમજીને રેવ. જી. પી. ટેલર સાહેબે સરકારી દવાખાનના ઉપરી સાહેબ ડૉ. રૅાબની ખાસ પરવાનગી મેળવીને દલપતભાઇને ત્યાંની ઔષધશાળામાં દાખલ કરાવ્યા, જેથી

એમ બન્યું કે એક વર્ષ પછી ડૉ. મિસ મૅકન્જ્યૉર્જના હાથથી અમદાવાદમાં દવાખાનું ખોલવામાં આવ્યું, તે પહેલાં દલપતભાઇ તેમને પૂરી મદદ આપવા તૈયાર થઇ ગયા હતા.

ડૉ. મિસ મૅકન્જ્યૉર્જ રજા પર ગયાં, ત્યારે વધુ ઉપયોગી થવાની ઇચ્છા રાખીને દલપતભાઇ તેમની ગેરહાજરીમાં અમદાવાદની મેડીકલ સ્કૂલમાં દાખલ થઇને અભ્યાસ કરવા લાગ્યા. પરંતુ ડૉ. મિસ સાહેબ પાછાં આવ્યાં નહિ. સને ૧૯૦૨માં પાછા વળતી વખતે વહાણુ અથડાઇ જવાથી મિસ મૅકન્જયોર્જ સાહેબનું, માનવંત બીટી મડમ સાહેબનું તથા સેંકડો બીજા ઉતારૂઓનું મરણુ થયું, તે આપણે જોઇ ગયાં.

જ્યારે ડૉ. દલપતભાઇ મેડીકલ સ્કૂલમાંથી પસાર થઇને નીકળ્યા, ત્યારે દવાખાનું નહિ હોવાને લીધે ડૉક્ટરી ઉપદેશક તરીકે તેઓની નિમણૂક રાણીપુર કરવામાં આવી, ત્યાં ઓગણીસ વર્ષ દરમિયાન તે પરામાં તથા તેની આસપાસનાં વસ્તીવાળાં ગામોમાં તેઓએ પ્રભુ ઇસુના નામના મહિમાને અર્થે તથા તેના લોકની ઉન્નતિને સારૂ જે અથાગ સેવા કરી, તે આપણે સહુ જાણીએ છીએ.

રાણીપુરથી તેમની બદલી રાજકોટ થઇ (૧૯૧૧), અને બે વર્ષ પછી ત્યાંથી આણંદ (૧૯૧૩) થઈ. ત્યારથી તે તેમની જિંદગી પર્યંત દવાખાનામાં, મંડળીમાં, સ્થાનિક સેશનમાં, જુદી જુદી સંસ્થાની સમિતિઓમાં, અને ઘેરેઘેર વડીલ ડૉ. દલપતભાઇએ આપણી મંડળીની જે કીમતી સેવા બજાવી, તેનો વૃત્તાંત મંડળીના હેવાલોનાં પુસ્તકોમાં, કેવળ એમ નહિ પણ લોકોના હૃદયપટ પર લખેલો છે. ડૉ. દલપતભાઇની નમ્રતા, તેમનું નિખાલસપણું, તેમનો સેવાભાવ, તેમનું આભારીપણું, તેમનું મિલનસારપણું, તેમનું આતિથ્ય, પોતાના તારનાર પરનો તેમનો દૃઢ વિશ્વાસ, અને સર્વે માણુસો પ્રત્યે તેઓનો ઉભરાતો પ્રેમભાવ—એ તેમના ખ્રિસ્તમય ગુણોનો જેને અનુભવ થયો હોય, તેનાથી કદી વીસરી જવાય નહિ.

ડૉ. ગેવિન સાહેબના ગયા પછી તેઓની જગાએ બીજા મિશનરી ડૉક્ટરની નિમણૂક થતાં સાત વર્ષ લાગ્યાં. તેનાં પહેલાં ત્રણ વર્ષ દરમિયાન દવાખાનાના સર્વે કામનો જુમ્મો ડૉ. દલપતભાઇને માથે રહ્યો. ડૉ. પ્રભાકરના ટૂંક મુદતને માટે આવી ગયા પછી બાકીનાં ચાર વર્ષ દરમિયાન ડૉ. શર્મને તેનો કારભાર ચલાવ્યો. પણ સને ૧૯૨૧ના ફેબ્રુઆરી માસમાં ડૉ. જે. બી. હાના સાહેબે આવીને કામ હાથમાં લીધું, અને અત્યાર સુધી તે તેમના જ હાથમાં છે. જેવા ભાવ તથા ઉત્સાહથી ડૉ. ગેવિન સાહેબે વીસ વર્ષ અગાઉ તે કામનો મજબૂત પાયો નાખ્યો હતો, તેવાજ ભાવથી તથા ઉત્સાહથી ડૉ. હાના સાહેબ તે આગળ ને આગળ વધારતા જાય છે. વીસ વર્ષ દરમિયાન તેઓ સાહેબે

દવાખાનામાં જે જે સુધારોવધારો કર્યો છે, તેની નોંધનો સમાવેશ અહીં નહિ થાય. દરદીઓની દવા કરવામાં ડૉ. હાન્ના સાહેબની કુશળતા અને સર્વે પ્રત્યેનો તેમનો દયાભાવ બધે જાણીતાં છે. દવાખાનાનાં સર્વ કામમાં તેઓને નર્સિંગ સુપરિન્ટેન્ડેન્ટ મિસ ડી. એચ. હન્ટર સાહેબ મદદ કરે છે.

સને ૧૯૨૭માં મરહૂમ રેવ. રોબર્ટ હેન્ડરસન સાહેબના દીકરા ડૉ. જે. રાન્ડલ હેન્ડરસન આવીને એક વર્ષ પછી વઢવાણ કેમ્પ નિમાયા. જે થોડાં વર્ષ તેઓ સાહેબ વઢવાણમાં રહેવા પામ્યા, તે ટૂંકી મુદતમાં તેઓએ જે ઉત્તમ સેવા કરી તે વડે તેઓએ તે આખા પ્રદેશમાં નામના મેળવીને નવા દવાખાનાનો સારો પાયો નાખ્યો. પરંતુ આ દેશની હવા માફક નહિ આવવાથી તેઓને ૧૯૩૪ની સાલમાં પોતાનું પ્રાણપ્રિય કામ છોડીને સ્વદેશ જવું પડ્યું.

તેજ સાલે ડૉ. સ્ટીવન્સન સાહેબની બદલી આણંદથી વઢવાણ થઇ. તેઓ સાહેબે શરૂ થએલું કામ ઘણું વધાર્યું છે, અને સને ૧૯૩૬ના માર્ચની ૧૭મી તારીખે માતુશ્રી મંડળીની ઉદારતાથી તથા સાહેબના ઘણા શ્રમથી બંધાએલા "કેર મેમોરિયલ હોસ્પીટલ" નામના દવાખાનાની ઉદ્‌ઘાટનક્રિયા કરવામાં આવી. તે ઉપરાંત સને ૧૯૩૯માં જંગલ ટ્રાઇબ્સ મિશનનું "હૅમિલ્ટન મૅકલીરી મેમોરીયલ હૉસ્પીટલ" નામનું જે દવાખાનું ખોલવામાં આવ્યું તેની જો આપણે ગણતરી કરીએ, તો મિશનના ઔષધાલયરૂપી ઝાડનો કેટલો બધો વિસ્તાર થએલો છે, એ સ્પષ્ટ દેખાય છે. આનંદદાયી વાત છે કે "તમે જતાં જતાં સુવાર્તા પ્રગટ કરો અને માંદાંઓને સાજાં કરો," તે આપણા પ્રભુએ આપેલી આજ્ઞા પાળવા આપણી મંડળી ભોગ આપીને આટલી બધી ઉત્કંઠિત જણાય છે.

* * * * * *

આ પ્રકરણ સમાપ્ત કરતાં આટલું જ ઉમેરવાનું છે કે છેલ્લાં પચાસ વર્ષ દરમિયાન આપણી મંડળી ઉપરાંત ગુજરાતમાં બીજી ચાર મંડળીઓની સ્થાપના થઇ છે, એટલે અમેરિકન મેથોડીસ્ટ (૧૮૯૦: અસલ નામ તો મેથોડિસ્ટ એપિસ્કોપલ હતું), ભાઇઓની મંડળી (૧૮૯૫), ક્રિશ્ચિયન અને મિશનરી અલાયન્સ (૧૮૯૪), અને અમેરિકન વેસ્લીયન (૧૯૧૪). આ બધી મંડળીઓની સાથે આપણી મંડળીનો પૂરો સંબંધ છે, અને દર સાલે જુદી જુદી રીતિએ એ સંબંધ વધારે નિકટ બનતો જાય છે, અને તેઓ વચ્ચેનું ઐક્ય વધતું જાય છે, તે જોઇને હર્ષ પામ્યા વગર આપણાથી રહેવાય નહિ.

## VII. "શાહેદોની વાદળારૂપી ભીડ"

પ્રથમ સો વર્ષનો ઇતિહાસ લખાઇ ગએલો છે. તે પરથી આપણે શું શીખી ગયાં? તેમાં આત્મભોગના, સેવાભાવના, દુઃખસહનના, ઉદારતાના, ઉત્સાહના, ધર્માનુષ્ઠાનના, રૂદન કરવાના, પ્રાર્થનામાં લાગુ રહેવાના, ઘોર અંધકારમાં ગીત ગાવાના જે દાખલા આપેલા છે, તે પરથી આપણે શું સમજી ગયાં? "તો આપણી આસપાસ શાહેદોની એટલી મોટી વાદળારૂપી ભીડ છે, માટે આપણે પણ દરેક જાતનો બોજો તથા વળગી રહેનાર પાપ નાખી દઇને આપણે સારૂ ઠરાવેલી શરતમાં ધીરજથી દોડીએ—ઇસુની તરફ લક્ષ રાખતાં."

પ્રથમ સો વર્ષનો ઇતિહાસ સમાપ્ત થઇ ગએલો છે. નવો શતક આરંભેલો છે. તેના કોરા પૃષ્ઠ પર આપણે શું લખવાનાં છીએ? નાખેલા પાયા પર આપણે શું બાંધવાનાં છીએ? સો વર્ષ વીતી ગયાં છે, તોપણ સુવાર્તાપ્રચારનો કેવળ આરંભ જ થયો હોય, એવું લાગે છે. દેશના કેટલા મોટા ભાગનું વતન સંપાદન કરવાનું હજુ બાકી રહેલું છે! તેમાં પેસીને કોણ પ્રભુને નામે તેને કબજે કરી લેશે? "ઊઠ, પ્રકાશિત થા, કેમકે તારો પ્રકાશ આવ્યો છે, અને યહોવાહનો મહિમા તારા પર ઊગ્યો છે," એવી આકાશવાણી આ મહોત્સવને દિવસે આપણામાંના દરેકને કાને પડતી નથી શું?

મારૂં ઋણ હું કેમ કરીને ભરી આપું? પાઊલ પ્રેરિત એકલા પોતાના ત્રાતા પ્રભુ ઇસુનો ઋણી હતો. તો પણ એ ઋણ જ્યારે તે વાળવા ગયો, ત્યારે "ગ્રીક લોકોનો તેમજ બર્બરોનો પણ, જ્ઞાનીઓનો તેમજ મૂર્ખોનો પણ હું ઋણી છું," એમ સમજીને તેણે વધુ લખ્યું, કે "માટે હું તમ રૂમીઓને પણ મારી શક્તિ પ્રમાણે સુવાર્તા પ્રગટ કરવાને ઉત્સુક છું." તો મારૂં ઋણ વાળવાનો એજ મારે સારૂ ઇશ્વરે દેખાડેલો રસ્તો નહિ હોય શું? હવે પછીથી હું પણ મારી શક્તિ પ્રમાણે સુવાર્તા પ્રગટ કરતો જાઉં, એવી માનતા લઇને હું આ નવા શતકનો આરંભ કરૂં, તો કેવું સારૂં!

ફરીથી ભારે લડાઇ સળગી ઊઠી છે, તે પ્રત્યે જેની જેવી મરજી, તેવી તેની લાગણી. પણ બીજી એક લડાઇ છે, તે સદા ચાલ્યા કરે છે, તેમાં કોઇથી તટસ્થ નહિ જ રહેવાય. તે યુદ્ધમાં તમે કોનો પક્ષ લેશો! વિલંબ કરશો મા.

"દેવપુત્ર યુદ્ધે ચાલે છે—
કોણ તેની પૂઠે જાય?"

રાજકોટ: ૨૧-૯-૧૯૪૦. જી. વિલ્સન

# આનંદોત્સવ

## ગરબી

આ દેવનો આત્મા આવ્યો જીવન જગમાં લાવ્યો.
મારા બંધુ, આનંદ મારે ઉર છે. ટેક.

આ દેવ વર્તે છે પ્રીતે વર્ણવીએ શી રીતે? મારા.
આ દેવનો માણસ આવ્યો સદર પરવાનો લાવ્યો. મારા.
આ સૂતી આલમ જાગી વિરહાક વનમાં વાગી. મારા.
આ દેવનું રાજ આવ્યું ખભે કુહાડો લાવ્યું. મારા.
જે વૃક્ષ નિષ્ફળ ભાસે જડમૂળથી કપાશે. મારા.
આ લાઇનદોરી પડશે ને માર્ગ સીધો કરશે. મારા.
આ વનમાં ખીલશે વાડી જંગલમાં મંગલકારી. મારા.
આ આયરીશ મિશન આવ્યું ઉજ્જવળ વહાણું વાયું. મારા.
આ દેવના પ્રેરિત આવ્યા ધાર્મિક કેળવણી લાવ્યા. મારા.
આ શહેરમાં મકાન મોલી મિશન સ્કૂલ ખોલી મારા.
આ છપનીઓકાળ ફાવ્યો ભૂખ ભૂખ કરતો આવ્યો. મારા.
મા અનાથાશ્રમ સ્થાપ્યા ભૂખ્યાંને ભોજન આપ્યાં. મારા.
આ ખેડૂતોને રહેવા આ પરાં વસાવ્યાં કેવાં! મારા.
આ વડનું બી વાવ્યું આ વૃક્ષ ઊગી આવ્યું. મારા.
આ એક ડાળી ફાલી ઝનાના મિશનવાળી. મારા.
આ બીજી ડાળી ઊંચી પંચમહાલ સુધી પહોંચી. મારા.
આ કાઉન્સીલનો ખરચો ને વડીલસભાનો પરચો. મારા.
આ વડીલસભાની ડાળી કચ્છ દેશમાં પણ ભાળી. મારા.
આ હલવાન કન્યા આવી આમંત્રણપત્ર લાવી. મારા.
રે કહ્યિતો, સહુ આવો લ્યો લગનજમણનો લ્હાવો. મારા.
આ દેવની દયા આવી છૂટકાનું સ્તોત્ર લાવી. મારા.
આ વેરઝેર તોડી સંતોની સંગત જોડી. મારા.
આ દરદી માટે કેવાં દવાખાનાં ખોલ્યાં! મારા.
આ સરજન ડાક્તર સાચા દરદીને કીધા સાજા. મારા.

આ અજબ સોદાગર આવ્યો વેપાર બહોળો લાવ્યો. મારા.
લ્યો મફત પુણ્ય આ તો મફત તારણ સાધો. મારા.
આ ટ્રાકટ સોસાયટી આવી પ્રિન્ટિંગ પ્રેસ લાવી. મારા.
તે ચોપડીઓ બહુ છાપે ને સાવ સસ્તી આપે. મારા.
આ બાઇબલ સોસાયટી આવી ગહન ગ્રંથ લાવી. મારા.
આ પત્રિકા લ્યો વાંચો શાહેદ છે એ સાચો. મારા.
આ પહેલી શતાબ્દિ આવી સન્માનથી વધાવી. મારા.
આ સો વરસની વાતો વાંચીને બહુ હરખાતો. મારા.
આ દેવનો આત્મા આવ્યો આનંદદૃષ્ટિ લાવ્યો. મારા.
જે ઈસુના ગુણ ગાશે તે આત્મામાં હરખાશે. મારા.
આ ઉત્તમ નમૂનો લઇશું ને 'ઋણ' મુક્ત થઇશું. મારા.

યુસફ આશાભાઈ,
જુનાગઢ.

## પરિશિષ્ટ—૧લું

### આઈ. પી. મિશનના મિશનેરી સાહેબોની નામાવલી

| | આવ્યાની સાલ |
|---|---|
| રેવ. જેમ્સ ગ્લાસગો, ડી. ડી. | ઈ. સ. ૧૮૪૧ |
| રેવ. આલેકસાંદર કેર. | „ ૧૮૪૧ |
| રેવ. એડમ ડી. ગ્લાસગો. | „ ૧૮૪૨ |
| રેવ. રોબર્ટ મંટગમરી. | „ ૧૮૪૨ |
| રેવ. જેમ્સ મેકી. | „ ૧૮૪૨ |
| રેવ. જેમ્સ સ્પિર્સ | „ ૧૮૪૨ |
| ડૉ. સિંકલર ( મેડિકલ મિશનેરી ). | „ ૧૮૪૩ |
| રેવ. જેમ્સ વૉલેસ. | „ ૧૮૪૫ |
| રેવ. ડનલૉપ મોર. | „ ૧૮૫૫ |
| રેવ. જે. વી. એસ. ટેલર, બી. એ. ( લંડન મિશનના ) | „ ૧૮૬૦ |
| રેવ. વિલ્યમ ડિકસન, એમ. એ. | „ ૧૮૬૪ |
| રેવ. ટી. એલ. વેલ્સ, બી. એ. | „ ૧૮૬૪ |
| રેવ. વિલ્યમ બીટી, બી. એ., ડી. ડી. | „ ૧૮૬૫ |
| રેવ. જી. ટી. રે, એમ. એ. | „ ૧૮૬૬ |
| રેવ. ડબ્લ્યુ. મેકમૉર્ડિ, એમ. એ., ડી. ડી. | „ ૧૮૬૭ |
| રેવ. રોબર્ટ ગિલેસ્પી, બી. એ. | „ ૧૮૬૮ |
| રેવ. જૉન શિલેડી, એમ. એ., ડી. ડી. | „ ૧૮૭૪ |
| રેવ. ડબ્લ્યુ. ડબ્લ્યુ. બ્રાઉન, એમ. એ. | „ ૧૮૭૪ |
| રેવ. જૉન હ્યુએટ, એમ. એ., એલએલ. બી. | „ ૧૮૭૪ |
| રેવ. જી. પી. ટેલર, એમ. એ., ડી. ડી. | „ ૧૮૭૭ |
| ડૉ. હેન્રી ડી. ઓરબૉર્ન. | „ ૧૮૮૨ |
| રેવ. એચ. આર. સ્કોટ, એમ. એ., ડી. ડી. | „ ૧૮૮૩ |
| રેવ. જે. એફ. સ્ટીલ, એમ. એ., ડી. ડી. | „ ૧૮૮૩ |
| રેવ. રોબર્ટ બોયડ, બી. એ. | „ ૧૮૮૪ |
| રેવ. આર. ડબ્લ્યુ. સિંકલર, બી. એ. | „ ૧૮૮૬ |
| રેવ. ટી. મેકનલીસ, બી. એ. | „ ૧૮૮૬ |
| [ રેવ. જે. એચ. ફિટસીમોન્સ, બી. એ. | „ ૧૮૮૯] |
| રેવ. રોબર્ટ હેન્ડર્સન, એમ. એ. | „ ૧૮૯૦ |
| રેવ. જે. સી. બ્લેર, એમ. એ. | „ ૧૮૯૦ |

| | આવ્યાની સાલ |
|---|---|
| રેવ. જેમ્સ સૉલ્ટર્સ, એમ. એ. | ઈ. સ. ૧૮૯૧ |
| રેવ. જૉન બેલ, બી. એ. | ,, ૧૮૯૧ |
| રેવ. રોબર્ટ વિલ્સન, બી. ડી. | ,, ૧૮૯૪ |
| રેવ. જે. એસ. સ્ટીવન્સન, એમ. એ., બી.ડી. | ,, ૧૮૯૫ |
| રેવ. એસ. ગિલેસ્પી, બી. એ. | ,, ૧૮૯૫ |
| રેવ. આર. આર. જૉન્સન, બી. એ. | ,, ૧૮૯૫ |
| રેવ. એચ. માર્ટિન, બી. એ. | ,, ૧૮૯૬ |
| રેવ. એમ. ડબ્લ્યુ. બીટી, બી. એ., ડી.ડી. | ,, ૧૯૦૦ |
| ડૉ. જે. બી. હાન્ના. | ,, ૧૯૦૧ |
| રેવ. જી. વિલ્સન, બી. એ. | ,, ૧૯૦૨ |
| ડૉ. એન. એમ. ગેવિન. | ,, ૧૯૦૨ |
| રેવ. ડબ્લ્યુ. કાવન, બી. એ. | ,, ૧૯૦૭ |
| રેવ. આર. એચ. બોયડ, બી. એ., ડી. ડી. | ,, ૧૯૦૯ |
| રેવ. જે. એમ. લાઇલ, એમ. એ. | ,, ૧૯૧૫ |
| રેવ. જે. રોજર્સ, બી. એ. | ,, ૧૯૧૫ |
| રેવ. આર. એસ. ડીકી, એમ. એ. | ,, ૧૯૧૮ |
| રેવ. ડબ્લ્યુ. જી. મલ્લિગન, એમ. એ. | ,, ૧૯૨૧ |
| રેવ. ડબ્લ્યુ. જે. હાન્ના, એમ. એ. | ,, ૧૯૨૨ |
| રેવ. જે. બ્રોલી, બી. એ. | ,, ૧૯૨૩ |
| રેવ. આર. જે. મુરહેડ, બી. એ. | ,, ૧૯૨૪ |
| મિ. ઓ. એન. બ્રાઉન, એમ. એ. | ,, ૧૯૨૬ |
| ડૉ. જે. આર. હેન્ડરસન. | ,, ૧૯૨૭ |
| ડૉ. જે. સ્ટીવન્સન. | ,, ૧૯૨૯ |
| રેવ. જે. એચ. ડેવી, બી. એ., બી. ડી. | ,, ૧૯૩૨ |
| રેવ. એચ. પી. ક્રોમી, બી. એ. | ,, ૧૯૩૨ |
| મિ. જે. સી. વોટસન, બી. એજી. | ,, ૧૯૩૨ |
| રેવ. એફ. જે. સ્ટુઅર્ટ, બી. એ., બી. ડી. | ,, ૧૯૩૭ |
| રેવ. ડબ્લ્યુ. ઈ. કિર્કપેટ્રિક, બી. એ. | ,, ૧૯૩૯ |

# પરિશિષ્ટ ૨જું

## પાળકોની નામાવલી

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | રેવ. રામભાઇ કલ્યાણભાઇ | બ્રુકહિલ | ઇ. સ. | ૧૮૮૮ |
| ૨. | રેવ. નથુભાઇ હરિભાઇ | ભાલેજ | ,, | ૧૮૮૮ |
| ૩. | રેવ. યોહાનભાઇ ગંગારામભાઇ | સુરત | ,, | ૧૮૯૩ |
| ૪. | રેવ. થોમાભાઇ પાથાભાઇ | કેરીપુર | ,, | ૧૮૯૮ |
| ૫. | રેવ. લાજરસભાઇ તેજપાળભાઇ | ખઢાણા | ,, | ૧૮૯૮ |
| ૬. | રેવ. પીતરભાઇ ભૂધરભાઇ | સુરત | ,, | ૧૯૦૩ |
| ૭. | રેવ. કહાનજીભાઇ માધવજીભાઇ રત્નગ્રાહી | બ્રુકહિલ | ,, | ૧૯૦૫ |
| ૮. | રેવ. પીતામ્બરભાઇ શામજીભાઇ | કેરીપુર | ,, | ૧૯૦૫ |
| ૯. | રેવ. શમૂએલભાઇ ડાહ્યાભાઇ | મંટગમરીપુર | ,, | ૧૯૦૮ |
| ૧૦. | રેવ. જેઠાભાઇ બાલાઇભાઇ | બોરસદ | ,, | ૧૯૦૯ |
| ૧૧. | રેવ. કહાનજીભાઇ પ્રેમાભાઇ | ખઢાણા | ,, | ૧૯૧૨ |
| ૧૨. | રેવ. રામસિંગભાઇ કહાનદાસભાઇ | વાલેસપુર | ,, | ૧૯૧૩ |
| ૧૩. | રેવ. જેરામભાઇ જીવાભાઇ | પોરડા | ,, | ૧૯૧૩ |
| ૧૪. | રેવ. દાનીયેલભાઇ ડાહ્યાભાઇ | કેરીપુર | ,, | ૧૯૧૩ |
| ૧૫. | રેવ. કુંવરજીભાઇ માનસિંગભાઇ (કચ્છ મિશનેરી) | અમદાવાદ | ,, | ૧૯૧૬ |
| ૧૬. | રેવ. વિશ્વાસભાઇ સુલેમાનભાઇ ,, | ,, | ,, | ૧૯૧૬ |
| ૧૭. | રેવ. જીભાઇ પુરુષોત્તમભાઇ | કેરીપુર | ,, | ૧૯૧૮ |
| ૧૮. | રેવ. યોહાનભાઇ નારાયણભાઇ | બ્રુકહિલ | ,, | ૧૯૧૯ |
| ૧૯. | રેવ. માધવલાલ ગોવિન્દભાઇ | ખઢાણા | ,, | ૧૯૧૯ |
| ૨૦. | રેવ. રેઉબેનભાઇ અભેસિંગભાઇ | પોરડા | ,, | ૧૯૨૦ |
| ૨૧. | રેવ. રણછોડભાઇ ભગવાનભાઇ | ભરૂચ | ,, | ૧૯૨૧ |
| ૨૨. | રેવ. ગેંદાલભાઇ અમથાભાઇ | ભાલેજ | ,, | ૧૯૨૧ |
| ૨૩. | રેવ. ખોડાભાઇ જેઠાભાઇ | સુરત | ,, | ૧૯૨૭ |
| ૨૪. | રેવ. પાઊલભાઇ કાળીદાસભાઇ | અમદાવાદ | ,, | ૧૯૨૭ |
| ૨૫. | રેવ. સુલેમાનભાઇ રામદાસભાઇ | રાજકોટ | ,, | ૧૯૨૮ |
| ૨૬. | રેવ. બિન્યામીનભાઇ લાલભાઇ | બોરસદ | ,, | ૧૯૨૯ |
| ૨૭. | રેવ. ધનજીભાઇ ભીખાજીભાઇ | ડીસા | ,, | ૧૯૩૨ |
| ૨૮. | રેવ. રૂપાજીભાઇ મૂળજીભાઇ | ઝાલોદ | ,, | ૧૯૩૨ |
| ૨૯. | રેવ. વિલ્યમભાઇ કરસનદાસભાઇ | ભરૂચ | ,, | ૧૯૩૪ |
| ૩૦. | રેવ. શીવલાલભાઇ દુર્લભજીભાઇ | પોરડા | ,, | ૧૯૩૪ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૧. | રેવ. પાળીલભાઇ યાકુબભાઇ | આણંદ | ઇ. સ. | ૧૯૩૪ |
| ૩૨. | રેવ. સિદ્ધરાજભાઇ સાભાઇ | વાલેસપુર | ,, | ૧૯૩૬ |
| ૩૩. | રેવ. ફકીરચંદ લલ્લુભાઇ | (કચ્છ મિશનેરી) | ,, | ૧૯૩૭ |
| ૩૪. | રેવ. વિશ્વાસભાઇ જેઠાભાઇ | પોરડા | ,, | ૧૯૩૭ |
| ૩૫. | રેવ. દાઊદભાઇ ઊકાભાઇ | ભાવનગર | ,, | ૧૯૩૭ |
| ૩૬. | રેવ. ભગવાનભાઇ હીરાલાલ | રાણીપુર | ,, | ૧૯૩૮ |
| ૩૭. | રેવ. સ્તેફનભાઇ મીઠાભાઇ | ડીસા | ,, | ૧૯૩૮ |
| ૩૮. | રેવ. જ્યોતિભાઇ જગજીભાઇ | ઝાલોદ | ,, | ૧૯૩૯ |
| ૩૯. | રેવ. હિંમતલાલ આશીર્વાદભાઇ | અમ્રોલી, મુંબઇ | ,, | ૧૯૩૯ |
| ૪૦. | રેવ. વાઘજીભાઇ ગોકળભાઇ | ભરૂચ | ,, | ૧૯૩૯ |

# પરિશિષ્ટ ૩જું

## વડીલોની નામાવલી

| | | | |
|---|---|---|---|
| ૧. | દેશાઇભાઇ ખોજીદાસ | બોરસદ | ૧૮૭૫ |
| ૨. | બેચરભાઇ અમરસિંગભાઇ | ,, | ,, |
| ૩. | અજુભાઇ બાપુજીભાઇ | રાણીપુર | ,, |
| ૪. | વ્હાલજીભાઈ બેચરભાઇ | બોરસદ | ૧૮૭૮ |
| ૫. | ગિરધરભાઇ રૂપજીભાઇ | ,, | ,, |
| ૬. | રામભાઇ કલ્યાણભાઇ | ,, | ,, |
| ૭. | ઇશ્વિરદાસ વણારશીભાઇ | ,, | ,, |
| ૮. | ડાભાઇભાઇ ત્રીકમભાઇ | બ્રુકહિલ | ૧૮૯૦ |
| ૯. | કહાનદાસ પૂંજાભાઇ | ,, | ,, |
| ૧૦. | ભાણાભાઇ રતનભાઇ | સુરત | ૧૮૯૨ |
| ૧૧. | કરશનદાસ દેવાભાઇ | ,, | ,, |
| ૧૨. | મકનભાઇ ડાહ્યાભાઇ | ,, | ,, |
| ૧૩. | માનાભાઇ રામાભાઇ | ,, | ,, |
| ૧૪. | યુસફભાઇ છગનલાલ | રાજકોટ | ૧૯૦૬ |
| ૧૫. | ઓબેદભાઇ તળશીભાઇ | આણંદ | ૧૯૦૯ |
| ૧૬. | દાઊદભાઇ નાથાભાઇ | ,, | ,, |
| ૧૭. | દેવજીભાઈ બળવંતભાઇ | ,, | ,, |
| ૧૮. | જીવાભાઇ ઉકાભાઇ | ,, | ,, |
| ૧૯. | હરખાજીભાઇ કેશવભાઇ | બોરસદ | ,, |
| ૨૦. | યોહાનભાઇ મૂળજીભાઇ | ,, | ,, |
| ૨૧. | ગોવિંદભાઇ ઉકાભાઇ | ,, | ,, |
| ૨૨. | ઉકાભાઇ વિરાભાઇ | ભાલેજ | ,, |
| ૨૩. | કુબેરભાઈ બાભાઇભાઇ | ,, | ,, |
| ૨૪. | દયાળભાઇ વિરાભાઇ | કેરીપુર | ,, |
| ૨૫. | કાળીદાસભાઇ લીંબાભાઇ | બ્રુકહિલ | ૧૯૧૧ |
| ૨૬. | પૂંજાભાઇ દુલાભાઇ | ,, | ,, |
| ૨૭. | યોહાનભાઇ પૂંજાભાઇ | ,, | ,, |
| ૨૮. | દાનીયેલભાઇ ડાહ્યાભાઇ | ,, | ,, |
| ૨૯. | એ. એલ. બોઝ, બી. એ. | સુરત | ૧૯૧૨ |
| ૩૦. | રામભાઇ બેધાભાઇ | કેરીપુર | ૧૯૧૩ |
| ૩૧. | એચ. જી. રે | ઝાલોદ | ૧૯૧૩ |

| | | | |
|---|---|---|---|
| ૩૨. | ખુશાલભાઇ વિરજીભાઇ | પોરડા | ૧૯૧૩ |
| ૩૩. | સુંદરભાઇ વિઠલભાઇ | ફેરીપુર | ૧૯૧૬ |
| ૩૪. | જાખીભાઇ ધુળાભાઈ | અમદાવાદ | ૧૯૧૭ |
| ૩૫. | જેમ્સભાઇ ધનજીભાઇ | ,, | ,, |
| ૩૬. | કાળીદાસભાઇ શિવાજીભાઇ | ,, | ,, |
| ૩૭. | જેરામભાઇ જેસિંગભાઇ | ,, | ,, |
| ૩૮. | ભલસિંગભાઇ બેચરભાઇ | રાણીપુર | ૧૯૧૭ |
| ૩૯. | જેસિંગભાઇ દેશાઇભાઇ | ,, | ,, |
| ૪૦. | લુથરભાઇ જેસિંગભાઇ | ,, | ,, |
| ૪૧. | સુરસિંગ માનસિંગ | ,, | ,, |
| ૪૨. | ભીખાજીભાઇ મોતીભાઇ | વાલેસપુર | ૧૯૧૭ |
| ૪૩. | ડૉ. દલપતભાઇ મકનભાઇ | આણંદ | ૧૯૧૮ |
| ૪૪. | જેઠાલાલ માધવભાઈ | ,, | ,, |
| ૪૫. | એ. ક્રોકાર્ટ | દોહદ | ૧૯૧૯ |
| ૪૬. | તીમોથીભાઇ મકનભાઇ | સુરત | ૧૯૧૯ |
| ૪૭. | સુલેમાનભાઇ હીરાભાઇ | બોરસદ | ૧૯૨૦ |
| ૪૮. | બિન્યામીનભાઇ લાલભાઈ | ,, | ,, |
| ૪૯. | આશીર્વાદભાઇ જીજીભાઈ | ,, | ,, |
| ૫૦. | જેમ્સ નિલ | દોહદ | ૧૯૨૦ |
| ૫૧. | એલીશાભાઇ અભેસિંગભાઇ | ડીસા | ૧૯૨૩ |
| ૫૨. | જેરામભાઇ હરિભાઈ | વાલેસપુર | ૧૯૨૩ |
| ૫૩. | સાવધાનભાઇ મૂળજીભાઇ | ,, | ,, |
| ૫૪. | વિશ્રામભાઇ મીઠાભાઇ | ખદાણા | ૧૯૨૩ |
| ૫૫. | મહિજીભાઇ હીરાલાલભાઇ | ,, | ,, |
| ૫૬. | રણછોડભાઇ ગણેશભાઈ | ,, | ,, |
| ૫૭. | જગન્નાથભાઇ શિવરામભાઈ | બોરસદ | ૧૯૨૭ |
| ૫૮. | દાઊદભાઇ ઉકાભાઇ | ,, | ,, |
| ૫૯. | પ્રભુદાસભાઇ નારાયણભાઇ | સુરત | ,, |
| ૬૦. | એ. એસ. બ્રિઝ | દોહદ | ,, |
| ૬૧. | ડબ્લ્યુ. એચ. રોબિન્સન | ,, | ,, |
| ૬૨. | શમૂએલભાઇ જેઠાભાઇ | અમદાવાદ | ૧૯૨૭ |
| ૬૩. | મુકુંદરાયભાઇ બેન્જામીનભાઇ | ,, | ,, |
| ૬૪. | જેમ્સભાઇ ઉકાભાઇ | ,, | ,, |
| ૬૫. | હેનરીભાઇ વિલ્યમભાઇ | | ,, |

| | | | |
|---|---|---|---|
| ૬૬. | આર. ઇ. હાન્ના | દોહદ | ૧૯૨૮ |
| ૬૭. | જોસફભાઇ ખુશાલભાઇ | સુરત | ૧૯૨૮ |
| ૬૮. | વાઘજીભાઇ ગોકળભાઇ | બ્રુકહિલ | ૧૯૨૯ |
| ૬૯. | અયૂબભાઇ જેઠાભાઇ | પોરડા | ૧૯૨૯ |
| ૭૦. | ટીસાભાઇ હાંસજીભાઇ | ,, | ,, |
| ૭૧. | જાખીભાઇ ખુશાલભાઇ | ભાલેજ | ૧૯૨૯ |
| ૭૨. | રાઇજીભાઇ રણછોડભાઇ | આણંદ | ૧૯૨૯ |
| ૭૩. | ધનજીભાઇ ભીખાજીભાઇ | ભાવનગર | ૧૯૨૯ |
| ૭૪. | ડૉ. મોઝેસ ક્રિસ્નસિંહ | ,, | ,, |
| ૭૫. | મુસાભાઇ નાથાભાઇ | મંટગમરીપુર | ૧૯૩૦ |
| ૭૬. | સરદારભાઇ બલુભાઈ | ,, | ,, |
| ૭૭. | ખીમચંદભાઇ પીતુભાઇ | ગોરસદ | ૧૯૩૧ |
| ૭૮. | પરશોત્તમભાઇ મૂળજીભાઇ | ,, | ,, |
| ૭૯. | શેમ્યુલભાઇ પ્રેમાભાઇ | ,, | ,, |
| ૮૦. | પાઊલભાઇ ગુલાબભાઇ | ,, | ,, |
| ૮૧. | શીવલાલભાઇ દુલ્લભજીભાઇ | ક્લેપ્શપુર | ૧૯૩૧ |
| ૮૨. | ખુશાલભાઇ બાભાઇ | આણંદ | ૧૯૩૧ |
| ૮૩. | વિલ્યમભાઇ કરશનદાસભાઇ | ,, | ,, |
| ૮૪. | રામજીભાઇ દેવજીભાઇ | ,, | ,, |
| ૮૫. | મંગળભાઇ ભગવાનભાઇ | ઝાલોદ | ,, |
| ૮૬. | માધવભાઇ શામાભાઇ | ,, | ,, |
| ૮૭. | પૂનાભાઇ માનજીભાઇ | ,, | ,, |
| ૮૮. | ધનજીભાઇ રામજીભાઇ | ,, | ,, |
| ૮૯. | રામભાઇ ભાણુભાઇ | ભરૂચ | ૧૯૩૧ |
| ૯૦. | બિજલભાઇ દેવરાજભાઇ | ,, | ,, |
| ૯૧. | ભીખાજીભાઇ પૂનાજીભાઇ | ,, | ,, |
| ૯૨. | ભગવાનભાઈ હીરાલાલભાઇ | ,, | ,, |
| ૯૩. | ખીમચંદભાઇ નાનાભાઈ | ભાલેજ | ૧૯૩૨ |
| ૯૪. | લાજરસભાઇ દાનીયેલભાઇ | ,, | ,, |
| ૯૫. | સિદ્ધરાજભાઇ શાભાઇ | પ્રાંતિજ | ૧૯૩૪ |
| ૯૬. | કોદરભાઇ જેઠાભાઈ | ,, | ,, |
| ૯૭. | હિમ્મતસિંગભાઇ નથુજીભાઇ | ,, | ,, |
| ૯૮. | સોમચંદભાઇ રામભાઈ | ,, | ,, |
| ૯૯. | હિમ્મતલાલભાઇ આશીર્વાદભાઇ | સુરત | ૧૯૩૪ |

| | | | |
|---|---|---|---|
| ૧૦૦. | ઉલ્ફિલાસભાઇ દાનીયેલભાઇ | સુરત | ૧૯૩૪ |
| ૧૦૧. | બિન્યામીનભાઇ ભાઇજીભાઇ | ક્લેપ્શપુર | ૧૯૩૫ |
| ૧૦૨. | માનાભાઇ અમથાભાઇ | બ્રુકહિલ | ,, |
| ૧૦૩. | પાઊલભાઇ દૂધાભાઇ | ,, | ,, |
| ૧૦૪. | શમૂએલભાઇ હેરીભાઇ | ડીસા | ૧૯૩૬ |
| ૧૦૫. | ગીરધરભાઇ વશાજીભાઇ | ,, | ,, |
| ૧૦૬. | લાંબાજીભાઇ કાળીદાસભાઇ | ,, | ,, |
| ૧૦૭. | માવાજીભાઇ માનાજીભાઇ | દોહદ | ૧૯૩૭ |
| ૧૦૮. | છગનલાલભાઇ બનસિંગભાઇ | ખઢાણા | ,, |
| ૧૦૯. | નરસિંહભાઇ હીરાલાલભાઇ | ,, | ,, |
| ૧૧૦. | મંગળભાઇ ભદ્દાજીભાઇ | ,, | ,, |
| ૧૧૧. | મૂળજીભાઇ ઉકાજીભાઇ | ,, | ,, |
| ૧૧૨. | આશીર્વાદભાઇ કાળીદાસભાઇ | ,, | ,, |
| ૧૧૩. | રતનચંદભાઇ ભાણાભાઇ | મંટગમરીપુર | ૧૯૩૮ |
| ૧૧૪. | જોસફભાઇ નથુભાઇ | ,, | ,, |
| ૧૧૫. | પીટર એમ. પોલ | દોહદ | ૧૯૩૯ |
| ૧૧૬. | શામશૂનભાઇ લુમ્બાજીભાઇ (હિંદુસ્તાની) (પ્રતિષ્ઠાપિત) | ,, | ,, |
| ૧૧૭. | વીરજીભાઇ વી. સોલંકી | રાજકોટ | ,, |
| ૧૧૮. | સામતસિંહભાઇ વ્હાલજીભાઇ | ,, | ,, |
| ૧૧૯. | ખાનાજીભાઇ કાળીદાસભાઇ | ક્લેપ્શપુર | ,, |
| ૧૨૦. | લલ્લુભાઇ બાજીભાઇ | ,, | ,, |
| ૧૨૧. | સુલેમાનભાઇ તળશીભાઇ | ,, | ,, |
| ૧૨૨. | વખતસિંહભાઇ વરસાજીભાઇ | પોરડા | ,, |
| ૧૨૩. | અયૂબભાઇ લવજીભાઇ | ,, | ,, |
| ૧૨૪. | ચોહાનભાઇ નરસિંહભાઇ | પ્રાંતિજ | ,, |
| ૧૨૫. | ભુરાજીભાઇ નાથાજીભાઇ | ,, | ,, |
| ૧૨૬. | સોલોમન જોબ | અંબોલી-મુંબઇ | ૧૯૪૦ |
| ૧૨૭. | કરસનદાસ ટી. ફ્રેન્ક | ,, | ,, |
| ૧૨૮. | માર્ટીન બી. જસ્ટીન | ભાવનગર | ,, |
| ૧૨૯. | વિનાયકભાઇ રતનચંદભાઇ | ,, | ,, |
| ૧૩૦. | દિનાનાથભાઇ ભાસ્કરભાઇ | ,, | ,, |
| ૧૩૧. | ડૉ. રઘુએલ આઇ. હેરી | ઘોઘા | ,, |



